પ્રથમ આવૃત્તિ

મૂલ્ય
રૂ. ૨-૮-૦

વિ. સં. ૨૦૦૦
જુન : ૧૯૪૪

THAKKAR  PUBLISHERS

Published by Nandlal Mohanlal Thakkar for Thakkar Publishers Princess Street Bombay 2 & Printed by Chaturbhu Shanabhai Patel Shree Mahendra Mudranalay Mama's Havely Near Shak Market, Ahmedabad.



## સ્નેહાંજલિ,



આત્મબંધુ સદ્‌ગત **નાનાભાઈ દેસાઈભાઈ દેસાઈ** મ્હારા પ્રત્યે સ્નેહ અને મમતા, ઇતર જનો પ્રત્યે દયા, પરોપકાર, શ્રીરામકૃષ્ણ ભગવાન પ્રત્યે અપૂર્વ ભક્તિ, એ સર્વના સ્મરણાર્થે આ સ્નેહાંજલિ. **ડાહ્યાભાઈ.**

# અનુક્રમણિકા.





# પ્રસ્તાવના

The immortal can be reached only by its continuous acts of kindness and perfection is accomplished by compassion and charity

**Buddha**

" જો કે બુદ્ધની જન્મભૂમિમાંથી બુદ્ધધર્મ બહિષ્કૃત થયો છે તો પણ અર્વાચીન બ્રાહ્મણધર્મ ઉપર ગૌતમબુદ્ધના ભવ્ય શિક્ષણની ઘણી

ઉંડી છાપ પડી છે અને હિંદુઓના રિવાજ તથા લક્ષણનું મૂળ બુદ્ધ સિદ્ધાંતોના પ્રભાવથી પ્રભાવાન્વિત થયું છે."

એડવિન આર્નોલ્ડ.

× × ×

આર્યોનાં ધર્મશાસ્ત્રોમાં, શ્રીમદ્ભગવદ્ગીતાના સૂત્રોમાં અને ઋષિમુનિયોના કથનોમાં વારંવાર કહેવામાં આવ્યું છે કે જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે ત્યારે ભગવાન પોતે મનુષ્યાવતાર ધારણ કરે છે, અને કોઈ મર્યાદિત પ્રદેશમાં અધર્મનો નાશ કરી ધર્મ ઉત્થાનનું કાર્ય કરે છે. દશ અવતારની કથા આર્ય શાસ્ત્રોમાં સુપ્રસિદ્ધ છે. તેમજ અનેક સાધુ સંત મહાત્માઓનો જન્મોદય પણ એજ સિદ્ધાંતનું પ્રતિપાદન કરે છે.

દશ અવતારમાં બુદ્ધાવતાર પણ ભગવાનનો એક અવતાર કહેવામાં આવે છે. ઋગ્વેદના સમયમાં તેમાં દર્શાવેલા ધર્મકાંડને સર્વત્ર પ્રાધાન્ય મળ્યું હતું. બુદ્ધના સમયમાં તેનું પ્રાબલ્ય વિશેષ હતું. મોક્ષ પ્રાપ્ત કરવા માટે ધર્માચાર્યો અને વેદવિદ્ બ્રાહ્મણો પશુયજ્ઞનો સર્વને ઉપદેશ કરતા હતા. મ્હોટા મ્હોટા રાજાઓ પશુયજ્ઞ કરી હજારો જીવોની હત્યા કરતા હતા. જનસમાજમાં એવી માન્યતા પ્રચલિત હતી કે: સુખવિભવનો ત્યાગ અને ભગવાં વસ્ત્ર ધારણ કર્યા સિવાય મોક્ષ પ્રાપ્ત થતો નથી. ધાર્મિક જનમંડળમાં અનેક મનુષ્યો એ માન્યતા સ્વિકારતા હતા હતા. પરંતુ કેટલાક જ્ઞાની અને દીર્ઘદર્શી વિદ્વાનોના પવિત્ર વિચારોને લીધેજ ઉપનિષદ્નો જન્મ થયો હતો. એવા જ્ઞાની ઘણા થોડા હતા. તેઓ પોતાના પ્રમાણભૂત ગ્રંથો વેદ અને સ્મૃતિઓને આધારે પોતાનો અભિપ્રાય સિદ્ધ કરવા પ્રયત્ન કરતા હતા. તે સર્વમાં સ્વતંત્ર વિચાર કરનાર અને તેનો પ્રબળ પ્રચાર કરનાર કપિલઋષિ થયા. તેમણે "સાંખ્ય દર્શન" નામક ગ્રંથ રચ્યો.

તે કહેતા કે: "न ज्ञानान्मुक्तिः ॥" જ્ઞાન વિના મુક્તિ નથી. જ્ઞાનનો અર્થ ઇશ્વર સંબંધી જ્ઞાન અથવા આત્મા સંબંધી જ્ઞાન તેજ સત્યજ્ઞાન છે. પરંતુ ભિન્ન ભિન્ન વિદ્વાનોએ તેને નિરીશ્વરવાદી જણાવ્યો અને પોતાના ભિન્ન ભિન્ન મત દર્શાવ્યા તેથી અનેક પ્રકારની ગુંચવણ ઉપસ્થિત થઈ. જનસમૂહમાં પણ અનેક શંકાઓ થવા લાગી. કર્મકાણ્ડને પ્રાધાન્ય માનવું, અનેક ટંટાફિસાદ કરવા અને ધર્મનાં સુત્રો અસ્તવ્યસ્ત સમજી તેની અવગણના કરવા જેવી સ્થીતિ થઈ! એ અસ્તવ્યસ્તતાની સ્થીતિ સુધારવાની આવશ્યકતા હતી. તેજ સમયે બુદ્ધનો જન્મ થયો. તેણે નિડરતાથી કહ્યું કે: "માત્ર ભગવાં વસ્ત્ર ધારણ કરવાં, અરણ્યગમન કરવું, મૌન ધારણ કરવું, ઉગ્ર તપ આદરવું અથવા ઇન્દ્રિયદમન કરવું એથીજ અનન્ત શાંતિ પ્રાપ્ત થતી નથી." તેમણે એમ પણ કહ્યું કે "શુદ્ધાચરણથી આજીવિકાનું સાધન પ્રાપ્ત કરવું એમાં પાપ નથી. શરીરનું સ્વાસ્થ્ય જાળવવું એ તો મનુષ્યનું આવશ્યક કર્તવ્ય છે. શરીર સ્વસ્થ ન હોય તો તેનાથી કોઈ પણ સત્કર્મ બરાબર થાય નહિં, તે સિવાય ઇન્દ્રિયો પણ શિથિલ થઈ જાય. આત્મચિંતન કે ધર્મવિચાર થઈ શકે નહિ અને મન સબળ કે સ્થિર રહી શકે નહિં."

ભગવાન બુદ્ધનો ઉપદેશ કંઈક યથાર્થ છે. તેની અષ્ટવિધ આત્તા એજ તેનું સિધ્ધાંતસૂત્ર. એ સૂત્ર વેદવેદાંત અને ધર્મશાસ્ત્રોમાં પણ અનન્ય રૂપે પણ કહેવામાં આવ્યાં છે. ધર્મનાં ગૂઢ તત્વ સામાન્ય મનુષ્યથી સમજાય નહિ. બૌદ્ધનાં સામાન્ય અને સર્વને સમજાય એવાં સૂત્રો પૂર્વના અધિકારી સાત્વિક જીવાત્માઓ સમજી શકે એવાં હોવાથી તેના અનેક અનુયાયી થાય એ સ્વાભાવિક છે. પરંતુ બૌદ્ધના મત પ્રમાણે સાધારણ રીતેજ માંસાન્ન ખાવાથી દોષ થતો નથી એ જ્યારે જનસમાજના જાણવાં આવ્યું ત્યારે ઘણાં મનુષ્યોએ બૌધ્ધધર્મની અવગણના કરી અને તેમનાં કેટલાક સૂત્ર-સિધ્ધાંત પ્રમાણે વર્તવાનું

સ્વિકાર્યું જે અદ્યાપિ પર્યંત પ્રચલિત છે. બૌધ્ધના સિદ્ધાંતસૂત્રમાં અહિંસાને પરમધર્મ માન્યો અને પશુબલિદાન ન કરવું એ સિદ્ધાંતને તેણે પ્રાધાન્યપદ આપ્યું છે, પરંતુ તેના કેટલાક અનુયાયીઓ એટલે સુધી આગળ વધ્યા કે. યજ્ઞયાગાદિકમાં કાષ્ટ વગેરેનો હોમ ન કરવો કારણ કે તેમ કરવાથી સૂક્ષ્મ જીવો નાશ પામે છે. પરંતુ યજ્ઞયાગાદિમાં ગુગળ, સુખડ, ઘૃત આદિ પદાર્થો હોમવામાં આવે છે અને વેદમંત્રોથી વરુણ ઇન્દ્રાદિક દેવોની પ્રાર્થના કરી જનસમાજને માટે ઇચ્છિત વસ્તુઓની માંગણી કરવામાં આવે છે. સૂર્યના નીચેનાં પડમાં જે કાંઈ નિરર્થક વસ્તુઓ ભરાઇ હોય છે તે નિકળી જઈ સર્વ પડ નિર્મળ થઈ જાય છે અને વૃષ્ટિ આદિ ઇચ્છિત ફળ પ્રાપ્ત થાય છે તેમ થવાથી જીવ માત્રનું કલ્યાણ સધાય છે.

ભગવાન બૌધ્ધના સિદ્ધાંતસૂત્ર ચીન, જાપાન, સિલોન તરફ વિશેષ પ્રચાર પામ્યાં છે. અહિંસાને માનનાર બૌદ્ધ અનુયાયીઓ એક મ્હોટો જીવ એટલે એક હાથીને મારી કેટલાક દિવસ પર્યંત તેનું માંસાન્ન ભોજન કરવામાં પાપ સમજતા નથી. તેઓ તો ન્હાના જીવો એટલે માંકડ, મચ્છર, કીડી, મંકોડા જેવાને મારવામાં પાપ સમજે છે.

બુધ્ધના રાજસિક જીવનમાં જે કાંઈ પલટો થયો તે તેના પૂર્વ જન્મનાં સંચિત શુભકર્મનું ફળ જણાય છે. પિતા એક મહાન સમર્થ રાજરાજેશ્વર હતા. અપાર રાજવૈભવ હતો. ભોગવિલાસી જીવો માટે ત્યાં કોઇ વસ્તુની ખોટ ન હતી, તેમ છતાં બુદ્ધના અંતઃકરણમાં ત્યાગવૈરાગ્યની ભાવના ઉત્પન્ન થઈ. તે સંસ્કારો વયની વૃદ્ધિ સાથે વિશેષ જાગૃત થયા. શુદ્ધસાત્વિક ભાવનાને પ્રતાપેજ વિલાસવિભવમાં તેનું મન ગુંચાયું નહિ, સુંદર સ્વરૂપવાન પત્નિ યશોધરા મળવા છતાં વિષયભોગમાં તે લુબ્ધ થયો નહિ. તે પતિવ્રતા હતી. પતિની સદ-

ધર્મિણી હતી. પતિનો ધર્મ એજ પોતાનો ધર્મ ગાનતી હતી. તે પતિના સાત્વિક વિચારો સમજી ગઈ હતી. તેથીજ તેણે પતિના ભિક્ષુક ધર્મને પોતાનો ધર્મ માન્યો હતો અને જ્યારે બૌદ્ધ સન્યસ્ત ગ્રહણ કરી કપિલનગરમાં આવ્યો તેજ ક્ષણે તેણે પોતે રાજવૈભવ ત્યજી દઈ સન્યસ્ત ગ્રહણ કર્યું. બૌધ્ધનું ભિક્ષાપાત્ર પોતાના હાથમાં લઇ પતિના ધર્મનું અનુસરણ કર્યું. એજ પૂર્વ જન્મના પુણ્યનું ફળ. રાજવૈભવનો ત્યાગ કરવો એ આજે કેટલા રાજાની રાણીઓ પસંદ કરે છે ? કેટલીએ રાણીઓના પતિ સ્વર્ગ ગમન કરી ગયા છે, કેટલીએ રાણીઓને વૈધવ્ય પ્રાપ્ત થયાં છે છતાં હજી તેઓ વિલાસ-વૈભવનો ત્યાગ કરતી નથી. હજી તે મોજશોખ અને રમતગમત ત્યાગ કરતી નથી. ધન્ય છે યશોધરાને ! ધન્ય છે તેના પતિવ્રતને ! અને ધન્ય છે તેના સદ્ધર્માચારને !

બુધ્ધ પ્રારબ્ધશાળી હતો. પત્નિ યશોધરાની પેઠે તેને પુત્ર રાહુલ પણ એવોજ શુધ્ધ સાત્વિકવૃત્તિનો મળ્યો હતો ઘણાએ રાજકુમાર રાજવૈભવના મદમાં માતપિતાની કે વયોવૃધ્ધ વડિલોની આજ્ઞા માન્ય કરતા નથી પરંતુ તેના પુત્રને તો માતાના સ્તનપાનમાંથીજ પિતૃધર્મની દિક્ષા મળી હતી. પિતાને ભિક્ષુક દશામાં જોતાં અને માતાની આજ્ઞા થતાંજ તે પણ રાજવૈભવનો ત્યાગ કરી પિતાના ભિક્ષુક સંઘમાં સામેલ થયો. તેણે પણ પિતાનો ભિક્ષુક ધર્મ સ્વીકાર્યો અને પિતાનું ભિક્ષાપાત્ર ગ્રહણ કરી બૌદ્ધ સાથે દેશેદેશ ભ્રમણ કરવા લાગ્યો. ધન્ય એની માતૃપિતૃ ભક્તિ ! ધન્ય એની વૈરાગ્યવૃત્તિ અને ધન્ય એનું નિર્વાણ જીવન !

બૌધ્ધના જીવનમાં પત્નિ અને પુત્રની અનુકૂળતા હતી તેવીજ તેના સેવક છંદકની અનુકૂળતા ન હોત તો કદાચ બૌધ્ધને વિશેષ કષ્ટ સહન કરવું પડયું હોત. સેવકો હોય તો એવાજ હોજો છંદકે તેને રાજઆજ્ઞા વિરૂધ્ધ દુ:ખી દરિદ્રીઓની યથાર્થ સ્થીતિ જોવાની અને

ૐ

શ્રી ૨ા

# પ્રકરણ ૧ લું.

## ઋષિની આશિષ.

इयति जगति पूज्यं जन्मगृण्हाति कश्चित् ।
विपुल कुशल नेतु सत्वसंतारणाय ॥

મધ્ય રાત્રિનો સમય ; વસુધરાએ નૈસર્ગિક શાતિ ધારણ કરી હતી સમસ્ત દિવસ પરિશ્રમ કરી થાકેલા મનુષ્યો નિદ્રા દેવીના મૃદુ ખોળામા સ્વસ્થ નિદ્રા લઈ રહ્યા હતા આજે પૂર્ણિમાના પૂર્ણ ચદ્રે પોતાના શીતળ કિરણ પ્રસારેલા હોવાથી પૃથ્વીદેવીએ ઉજ્વળ અલકાર ધારણ કર્યો હોય તેમ સર્વત્ર શ્વેત ચાદનીનો પ્રકાશ પથરાઈ રહ્યો હતો સર્વત્ર શાતિનુ સામ્રાજ્ય જણાતુ હતુ મલય મારૂતની મદ મદ લહરો આવતી હોવાથી વૃક્ષો થોડા થોડા હાલતા હતા છતા નિદ્રાવશ માનવીઓની શાત નિદ્રા ભગ થતી ન હતી આવા રમ્ય અને શાત સમયે કપિલવસ્તુ નગર ઉપર પણ શાતિ અને નિદ્રાદેવીનુ સામ્રાજ્ય સ્થાપન થયુ હતુ નગ-

રના પ્રજાજનો શાંત નિદ્રા લઈ રહ્યા હતા પરંતુ નગરનરેશ શુદ્ધોદન હજી જાગૃત જ હતા. અત્યારે તેઓ કમ્મરે તલવાર લટકાવી શહેરમાં ગુપ્ત રીતે નગરચર્યા જોવા આમતેમ વિચરતા હતા. આ શું ? આ તો ઘણું જ આશ્ચર્ય ! આવા મ્હોટા રાજ્યના અધિપતિને રાજદૂતનું કાર્ય કરતા જોઈ કોઈને પણ આશ્ચર્ય થયા વિના રહે નહિ ! ભોગ-વિલાસમાં લોલુપ બનેલા શ્રીમંતોના મનમાં તો રાજાને ગાંડપણ લાગ્યું હોય એવો સંશય જ થાય ! પરંતુ એ સત્ય ન હતું. પ્રાચીન સમયની રાજનીતિ પ્રત્યે દૃષ્ટિપાત કરતાં કપિલનરેશ પોતાનું કર્તવ્ય કર્મ કરી રહ્યા હતા એ સમજી શકાય છે. તે સમયના રાજાઓની રાજનીતિ એટલે સુખનું વાસ્તવિક કારણ સમજનાર રાજાઓનું કર્તવ્ય, અત્યારના રાજાઓને તલવારની ધાર જેવું કઠિન લાગે છે! પ્રજાના કલ્યાણ માટે, પ્રજાનાં સુખ માટે અને પ્રજાના સંરક્ષણ માટે રાજદૂતનુ જ નહિં પણ તેથીએ હલકું કાર્ય કરવું એ તે સમયના રાજાઓ પોતાનું કર્તવ્ય સમજતા હતા. એ કર્તવ્યનું ભાન રાજા શુદ્ધોદનને હોવાથી રાજ્યના સેવકો, સિપાહીઓ, અમલદારો, પ્રજાનું સંરક્ષણ અને રાજઆજ્ઞાનું બરાબર પાલન કરે છે કે નહિ તેની તપાસ કરવા જેમ તે રાજાઓ રાજદૂત–સિપાહી–નો વેષ ધારણ કરી પોતાના નગરમાં અને રાજ્યનાં અન્ય સ્થળે ગુપ્ત રીતે ફરતા હતા. એ જ પ્રમાણે રાજા શુદ્ધોદન પણ આજે કપિલવસ્તુમાં નગર–ભ્રમણ કરી રહ્યા છે.

રાજા શુદ્ધોદનનું રાજ્ય અતિ વિશાળ હતું. તેમના રાજ્યની પશ્ચિમ દિશામાં અયોધ્યા પ્રાંત અને ઉત્તર દિશામાં નેપાળ રાજ્ય હતું. રાજધાનીનું મુખ્ય શહેર કપિલવસ્તુ નગર અતિ વિસ્તીર્ણ, અતિ સુંદર હતું. અત્યારે ભુયલા નામક પ્રસિદ્ધ શહેર છે તેજ પૂર્વ સમયનું કપિલવસ્તુ નગર હતું. એ શહેર નજીક વદન થઈ રહેલી કોહાનો નામક પુણ્ય સલીલા સરિતાને પૂર્વે સર્વે રોહિણીના નામથી

ઓળખતા હતા. શુદ્ધોદન રાજાએ પોતાના કપિલવસ્તુ નગરને અત્યંત રમણીય બનાવ્યું હતું. શહેરની આસપાસ એક મજબૂત કોટ ચણાવ્યો હતો. આ કોટમાંથી શહેર બહાર જનાર મનુષ્ય માટે મ્હોટા મ્હોટા દરવાજાઓ બનાવ્યા હતા. એ દરવાજા બંધ કર્યા પછી શહેરનાં મનુષ્યો બહાર જઈ શકતાં નહતાં તેમજ બહારનાં મનુષ્યો શહેરમાં આવી શકતાં નહતાં. શહેર તો પ્રથમથી જ સુંદર હતું, તેમાં વળી રોહિણી નદીના નૈસર્ગિક સૌંદર્યથી શહેરની શોભા અવર્ણનીય થઈ રહી હતી. શહેરના મધ્ય ભાગમાં ઘણો પ્રચંડ, સુંદર અને અપૂર્વ રાજમહેલ શોભાયમાન થઈ રહ્યો હતો. રાજા શુદ્ધોદન અતિ ધર્મનિષ્ઠ, અતિ પરાક્રમી અને ન્યાયપ્રિય હતા. પોતાની પ્રજા પ્રત્યે તે અતિશય પ્રેમથી વર્તતા હતા. પ્રજાનાં સુખદુઃખ માટે તે અત્યંત કાળજી રાખતા હતા. તેની પ્રજા રાજા પ્રત્યે વિશેષ ભક્તિ રાખનાર અને સુખ–સમૃદ્ધિવાન હતી. રાજાને બે રાણીઓ હતી. એકનું નામ માયાવતી અને બીજીનું નામ પ્રજાવતી અથવા ગૌતમી હતું. બન્ને રાણીઓ સૌંદર્ય–સમ્પન્ન, સુશીલ અને સદાચરણી હતી. મ્હોટું વિશાળ રાજ્ય, સુખ સમ્પન્ન અને ધર્મનિષ્ઠ પ્રજા અને સુશીલ તેમજ સુંદર સ્ત્રીઓ જેવાં અમૂલ્ય સુખસાધન હોવાથી રાજા શુદ્ધોદન ઘણો સુખી હોવો જોઇએ એવી કલ્પના સહજે ઉત્પન્ન થાય એમ હતું, પરંતુ વાસ્તવિક જોતા રાજાની સ્થીતિ સુખી ન હતી. એક દૈવી કારણને લીધે રાજા પોતે, તેમની રાણીઓ અને તેની સર્વ પ્રજા, સુખનાં અન્ય સાધનો હોવા છતાં કંઈક દુઃખી હતાં. તે દુઃખનું કારણ રાજાને પુત્ર ન હતો તે જ હતું. રાજાની વય જેમ જેમ વૃદ્ધિ થતી તેમ તેમ સર્વની ચિન્તા પણ વૃદ્ધિ પામતી હતી. રાજા સાધારણ રીતે વૃદ્ધ થવાથી પ્રજાપ્રાપ્તિની આશા પણ તેણે છોડી દીધી હતી. તેમ છતાં પુત્ર પ્રાપ્તિ માટે ઈશ્વર આરાધના વગેરે યોગ્ય ઉપાય જે કોઈ બતાવતું તે રાજા શુદ્ધોદન અતિ શ્રદ્ધાપૂર્વક કરતા હતા.

આજે રાત્રે રાજા શુદ્ધોદન નગરચર્યા જોવા માટે આમતેમ ફરતા ફરતા નગરના એક મ્હોટા દરવાજા નજીક આવી પહોંચ્યા ત્યાં એક સિપાહી કોઈ મનુષ્યની સાથે વાતચિત કરતો સંભળાયો રાજા ધીમે ધીમે આગળ જઈ સિપાહી કોની જોડે કેવી રીતે વાતચિત કરે છે તે સાંભળવા લાગ્યા

સિપાહી પહેરો ભરતા ભરતા દરવાજા નજીક મુખ રાખી મ્હોટેથી બોલ્યો

'મહારાજ' તમે બ્રાહ્મણ હો કે ગમે તે હો, દરવાજો ઉઘાડી તમને અંદર આવવા દેવા હું તદ્દન અસમર્થ છું મ્હારા અન્નદાતા મહારાજા સાહેબની આજ્ઞા હોય તે પ્રમાણે મ્હારે વર્તવું જોઈએ, એ જ મારી પવિત્ર ફરજ છે "

દરવાજા બહાર ઉભેલા મનુષ્યે કહ્યું

'એમ હોય તો દરવાજો ઉઘાડશો નહિ રાજાજ્ઞાનું ઉલ્લંઘન કરવાનું હું તમોને કહેતો જ નથી હું સૂર્યોદય થતાં સુધી દરવાજા બહાર પડી રહીશ.

આ પ્રમાણે સંભાષણ થતું સાંભળી રાજાના મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય એ સ્વાભાવિક હતું તેઓ સિપાહીની નજીક જઈ બોલ્યા

"કેમ ? બહાર કોણ છે ?

સિપાહીએ રાજાને નમન કરી નમ્રતાપૂર્વક ઉત્તર દીધો

"મહારાજાધિરાજ ! અન્નદાતા ! તે કોઈ એક પ્રવાસી આવ્યા છે તે ચાહાનું ? રોહિણી નદી નજીકના શિવમંદિરમાં જવા માટે દરવાજો ઉઘાડવાનું કહે છે '

એ સાંભળી રાજાના મનમાં કંઈક નવીન જ વિચાર ઉત્પન્ન થયો. તેમણે દરવાજો ઉઘાડવાની સિપાહીને આજ્ઞા ફરમાવી. દરવાજો ઉઘાડી સિપાહીએ બ્રાહ્મણને દરવાજાની અંદર બોલાવ્યો. બ્રાહ્મણની મુખમુદ્રા યૌગિકબલ સમ્પન્ન અને પવિત્રતાને લીધે અતિ તેજસ્વી જણાતી હતી. બ્રાહ્મણને જોતાં જ રાજાએ ભક્તિપૂર્વક તેને પ્રણામ કર્યાં, પછી અતિ નમ્રતાપૂર્વક કહ્યું :

"મહારાજા ! પ્રજાનું સંરક્ષણ કરવું એ અમારૂં રાજાઓનું કર્તવ્ય છે. અજાણ્યા મનુષ્યને રાત્રિને સમયે શહેરમાં પ્રવેશ કરવાની મનાઈ છે તેથી જ મ્હારા સિપાહીએ દરવાજો ઉઘાડયો નહતો. અવિનય માટે ક્ષમા કરશો."

બ્રાહ્મણે રાજાને શુભાશિર્વાદ દેતાં કહ્યું :

"રાજા ! એમા ક્ષમા માંગવાનું કાંઈ કારણ નથી. તમારા સેવકોની કર્તવ્યપરાયણતા જોઈ મ્હને ઘણો આનંદ થયો છે. તમારી પ્રજા ઘણી સુખી હોય એમ મને જણાય છે."

"હું તે કેમ કહી શકું ? આપ મ્હારા નગરમાં થોડા દિવસ નિવાસ કરશો તો એ સંબંધી આપની ખાત્રી થશે." રાજાએ શાંતિથી ઉત્તર દીધો.

"તમે પણ સર્વ પ્રકારે સુખી હશો એમ ધારૂં છું." બ્રાહ્મણે પુનઃ પ્રશ્ન કર્યો.

રાજાએ બે હાથ જોડી કહ્યું : "હા મહારાજ ! ઇશ્વરની અને આપના જેવા પવિત્ર બ્રાહ્મણોની કૃપાથી હું સુખી છું, પરંતુ મ્હારી પ્રજાનું સંરક્ષણ કરનાર અને તેને સુખી રાખનાર એકાદ વંશજ નહિ હોવાથી મ્હને વિશેષ ચિન્તા થાય છે."

રાજાના એ શબ્દો સાંભળી બ્રાહ્મણ થોડીવાર સુધી સ્તબ્ધ ઉભો રહ્યો. ત્યાર પછી તેણે ગંભીર સ્વરે કહ્યું;

"રાજા! એ તો ઇશ્વરેચ્છાની વાત છે. તે માટે ચિન્તા કરવી એ તમારા જેવા બુદ્ધિસમ્પન્ન રાજાનું કર્તવ્ય નથી. ઇશ્વરની કૃપા હશે તો તમારી એ મનવાંચ્છના પણ પરિપૂર્ણ થશે."

રાજાએ પ્રશ્ન કર્યો

"એ તો સત્ય મહારાજ! પરંતુ તે દયાઘન પ્રભુનો કૃપા પ્રસાદ પ્રાપ્ત કરવા માટે મ્હારે શું કરવું તે કહેશો તો મ્હારા ઉપર મોટો ઉપકાર થશે. ઇશ્વરની આરાધના, દેવતાઓની બાધા, યજ્ઞયાગાદિક અનેક ધર્મનાં અનુષ્ઠાન મેં કર્યાં છે. તે છતાં હજી મ્હારા પર પરમાત્માની કૃપા થતી નથી. તેનું શું કારણ?"

બ્રાહ્મણે ઉત્તર દીધો:

"રાજન્! ઇશ્વરને સંપૂર્ણ ઓળખ્યા સિવાય આપણે જે કાંઈ ધર્માનુષ્ઠાન કરીએ છીએ તેનાથી તેની કૃપા પ્રાપ્ત થતી નથી. જે કાંઈ ધર્માનુષ્ઠાન કરવું હોય તે ઇશ્વરની આજ્ઞા બરાબર સમજીને કરવું તે જ આપણો સાચો માનવ ધર્મ છે. દેવોની બાધાઆખડી રાખવી એ તો ઇશ્વરને વ્યાપારી સમજી સ્વાર્થમય વૃત્તિ જેવું કૃત્ય છે. દેવને અમુક એક વસ્તુ અર્પણ કરવાની લાલચ આપી પ્રસન્ન કરવા અને તેના બદલામાં એક વસ્તુ માંગી લેવી એ કદી પણ સંભવિત નથી. તે જ પ્રમાણે અગ્નિ દેવતાની આરાધના કરી તેમાં અગ્નિની આહુતિઓ આપી પ્રસન્ન કરવા એ માત્ર શાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ઇન્દ્રને પ્રસન્ન કરવા જેવું છે. સત્ય છે કે યજ્ઞયાગાદિ કરવાથી અને વેદના મંત્રોચ્ચારથી વાતાવરણ શુદ્ધ અને પવિત્ર થાય છે. તેમજ

દેવો પ્રસન્ન થઈ વૃષ્ટિ કરે છે, તેનાથી અન્ન ઉત્પન્ન થાય છે અને જનસમાજને અન્નવસ્ત્ર મળે છે. પરંતુ અગ્નિને સંતુષ્ટ કરવાનો ખરો અર્થ કોઈ સમજતું નથી. અન્નકષ્ટથી પિડાતાં મનુષ્યોનો જઠરાગ્નિ પ્રદીપ્ત થયો હોય તેવાં મનુષ્યોને અન્નદાન આપી સંતુષ્ટ કરવાં એ જ સાચો યજ્ઞ છે. માટે હવે તમે યજ્ઞયાગાદિનાં અનુષ્ઠાન નહિ કરતાં અંતઃકરણપૂર્વક ઈશ્વરની કૃપા ભીક્ષા માગો, અને જે મનુષ્યોને અન્નવસ્ત્રઆદિની આવશ્યકતા હોય તેને તે આપી સંતુષ્ટ કરી તેમનો આશીર્વાદ મેળવો. તેમ કરવાથી જ તમારી મનોવાંચ્છના પરિપૂર્ણ થશે. તમારા રાજ્યમાં અને અન્ય સ્થળે જે વિદ્વાન સ્વાવલંબી તેમજ શાસ્ત્રજ્ઞ બ્રાહ્મણો હોય તેમને બોલાવી તેમનો યોગ્ય સત્કાર કરો. સાધુસંતોને આમંત્રણ કરી તેમને જે આવશ્યકતા હોય તે પરિપૂર્ણ કરો અને તમારા રાજ્યમાં અને બીજે કોઈ સ્થળે જે કોઇ અનાથ, અપંગ, દીન, દુઃખી, દરિદ્રી હોય તેમની યોગ્ય સેવા સુશ્રૂષા કરો, તેઓ પ્રસન્ન થઈ તમને આશીર્વાદ આપશે. તેમનું કલ્યાણ થવાથી તમને પુત્રપ્રાપ્ત થશે. અનેક રાજાઓ નિરર્થક ભોગવિલાસમાં અને માન-યશ-મેળવવા મ્હોટા મ્હોટા ખર્ચ કરી નાંખે છે પરંતુ ઈશ્વરની આજ્ઞા પ્રમાણે સત્ય આત્માનંદ પ્રાપ્ત કરવા માટે ક્ષણિક ભોગવિલાસનો ત્યાગ કરી ઈશ્વરદ્વારા માન-યશ મેળવવાનો તેઓ પ્રયત્ન કરતા નથી તેથી જ તેમની લક્ષ્મી અનેક દ્વારે થઈને જમે ત્યાં ધસડાઈ જાય છે. તેઓ અનેક પ્રકારનાં દુઃખો ભોગવતા જોવામાં આવે છે. પ્રત્યેક મનુષ્યને પોતાનો આત્મા જાણી યથાશક્તિ તેમની સેવા સુશ્રૂષા કરવી એ જ રાજાનો ધર્મ છે. રાજાઓ તે ધર્મથી ભ્રષ્ટ થયા છે. નીતિ અને અધર્મને પંથે ચઢી ગયા છે એ જ તેમના પતનનું કારણ છે. માટે રાજન્! સત્ય ધર્મ તો દુઃખી, દરિદ્રી, સાધુ, સંત અને વિદ્વાનોનું પાલનપોષણ કરવું એ જ છે. જાઓ રાજન્! તમે એ સત્ય ધર્મનું પાલન કરો. પ્રભુ તમારા પર અવશ્ય પ્રસન્ન થશે."

એટલું કહી તે તેજસ્વી યોગી બ્રાહ્મણ નિદ્રા લેવા માટે શિવ-મંદિર તરફ ગયો. રાજા શુદ્ધોદન પણ બ્રાહ્મણનાં ઉપદેશ વચનોનું મનન કરતા/શહેરમાં ચર્યા જોઈ રાજમહેલમાં ગયા. તેજસ્વી બ્રાહ્મણનાં ઉપદેશ વચનો રાજાના હૃદયમાં સોંસરાં ઉતરી ગયાં હતાં. તે પર વિચાર કરતાં કરતાં જ રાજા નિદ્રાવશ થયા.

બીજે દિવસે સૂર્યોદય થતાં જ રાજાનાં નેત્રો ઉઘડી ગયાં. સૂર્યનાં કોમળ કિરણો પૃથ્વી પર પથરાવાથી જીવ માત્રમાં ચૈતન્ય આવી ગયું. સર્વ પોતપોતાને કામે વળગી જવાની તૈયારી કરવા લાગ્યાં. રાજાએ પણ દિવાનખાનામાં જઈ સર્વ રાજદૂતોને રાજ્યમાં મોકલી બ્રાહ્મણના ઉપદેશ પ્રમાણે વિદ્વાન, બ્રાહ્મણ, સાધુસંત અને અનાથ અપંગ મનુષ્યોને શોધી બોલાવી મંગાવ્યાં. તેમનો યથાયોગ્ય સત્કાર કરવાનું શરૂ કર્યું. એ કાર્ય માટે રાજાએ એક વિશાળ સુંદર મંડપ બંધાવ્યો. જે કોઈ તે મંડપમાં જતું તેનો રાજા અને તેની બે રાણીઓ યોગ્ય સત્કાર કરી તેમને જે કાંઈ વસ્તુની આવશ્યકતા હોય તે યોગ્ય પ્રમાણમાં આપી તેમને સંતોષ આપતાં. સાધુ સંતો વગેરે જે કોઈ આવતું તેની સેવા શુશ્રૂષા રાજા અને તેમની બન્ને રાણીઓ સંતોષપૂર્વક કરતી. આ પ્રમાણે રાજાના દાન અને સેવાનો પ્રવાહ વહેવો શરૂ થયો. અન્નવસ્ત્ર વગર દુઃખી થતાં મનુષ્યોને અન્ન વસ્ત્રનાં દાન મળવા લાગ્યાં. અનાથ, અપંગોની સેવા સુશ્રૂષા થતી હોવાથી તેઓ શુભ કામના કરવા લાગ્યાં. વિદ્વાન બ્રાહ્મણોને ઇચ્છાનુસાર દ્રવ્ય આદિ પ્રાપ્ત થવા લાગ્યાં તેથી તેઓ પણ સંતોષ પામી શુભાશિષ દેવા લાગ્યા. નિત્ય નવિન મનુષ્યો આવતાં તેમને યોગ્ય દાન આદિ અપાતાં. સર્વ રાજારાણીને ધન્યવાદ આપવા લાગ્યાં.

આ પ્રમાણે દાન અને સેવાનો પ્રવાહ એક મહિનો ચાલ્યો. તે એક મહિનામાં જે જે સાધુસંત, વિદ્વાનબ્રાહ્મણ અને અપંગઅનાથ

દરિદ્રીઓને દાન મળતાં તેઓ રાજારાણીને આશિષ આપતાં કે "પુત્રવાન્ હો." તેમના અંત:કરણનો આશિર્વાદ નિષ્ફળ કેમ જાય? જે જે મનુષ્યોને દયાદાક્ષિણ્યનો લાભ મળ્યો તે વ્યર્થ કેમ જાય? આ સમારંભ જે દિવસે પરિપૂર્ણ થયો તે દિવસ પૂર્ણિમાનો શુભ દિવસ હતો. અનેક મનુષ્યોના આશિર્વાદ મળ્યાથી આજે રાત્રે રાજા અને રાણીઓને નિશ્ચિંત જીવે નિદ્રા આવી હતી. નિત્ય સંતાનની ચિન્તાને લીધે તેમને આવી ગાઢ નિદ્રા પ્રથમ કદી આવી ન હતી. સર્વ નિદ્રામાં નિમગ્ન હતાં તે વખતે પાછલી રાત્રે બ્રાહ્મ મુહૂર્તમાં રાણી માયાવતી નિદ્રામાંથી ઝબકી ને એકદમ જાગ્રત થઇ. તેના મુખ ઉપર ભયનાં ચિન્હો જણાતાં હતાં. તેનું શરીર થરથર કમ્પતું હતું. રાણીએ પોતાના નિદ્રાવશ પતિનું શરીર ઢંઢોળી કહ્યું :

"સ્વામીન્! જાગ્રત થાઓ. જાગ્રત થાઓ."

માયાવતીના ભયાકુલ શબ્દ સાંભળી રાજા શુદ્ધોદન એકદમ જાગ્રત થયા. રાણી પ્રજાવતી પણ જાગી બેઠી થઈ. ગભરાયલી માયાવતીને રાજાએ પોતાની પાસે બેસાડી કહ્યું.

"પ્રિયે! શા માટે ગભરાઓ છો! તમને શું થયું?"

રાણી પ્રજાવતીએ પણ તેને એ જ પ્રશ્ન કર્યો. રાણી માયાવતીએ પોતાના પતિના હૃદય ઉપર મસ્તક ટેકવી ઉત્તર દીધો.

"નાથ! મ્હને ઘણો ભય લાગે છે. નિદ્રાવસ્થામાં એક આશ્ચર્યકારક સ્વપ્ન મ્હારા જોવામાં આવ્યું!"

માયાવતીના શબ્દો સાંભળી બન્નેના અંતઃકરણમાં વિચિત્ર જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. તેમણે પ્રશ્ન કર્યો :

"સ્વપ્નમાં જે કાંઇ બન્યું હોય તે નિર્ભય ચિત્તે કહો જરા પણ ગભરાશો નહિ."

શુદ્ધોદને માયાવતીને પોતાના હૃદય સાથે દબાવી. રાણી પ્રજાવતી પણ તેની પાસે જ બેઠેલી હોવાથી માયાવતીનો ભય ઓછો થયો. બન્નેના પ્રશ્ન સાંભળી માયાવતીએ સ્વપ્નવૃત્તાંત કહેવાનું શરૂ કર્યું:

"સ્વપ્નમાં મ્હેં જોયું કે : પુત્રની ચિન્તામાં ચિન્તાતુર હોવાથી મન પ્રસન્ન કરવા હું રાજમહેલની છેક ઉપલી અગાસીમાં જઈ એક પલંગ ઉપર બેઠી. એ સમયે સૂર્યદેવ અસ્તાચલ પર ગયેલા હોવાથી સર્વત્ર કાળું અંધારૂં પ્રસર્યું હતું. હું આકાશમાં ચળકતા અસંખ્ય તારામંડળનું અવલોકન કરી મ્હારૂં મન આનંદમાં રાખવાનો પ્રયત્ન કરતી હતી. મધ્યરાત્રી પર્યંત હું તારામંડળની મઝા જોતી હતી. એટલામાં એક અતિશય પ્રકાશિત તારો આકાશમંડળમાંથી ખર્યો અને વિચિત્ર વેગથી પૃથ્વી તરફ આવવા લાગ્યો. જાણે હમણાં જ તે તારો મ્હારા મસ્તક ઉપર પડશે એવો મ્હારા મનમાં ભય ઉત્પન્ન થયો. તેમ છતાં હું ત્યાંથી ઉઠી જવા અસમર્થ હતી. ત્યાંથી ઉઠી જવાની મ્હને ઘણી ઇચ્છા હતી પરંતુ મ્હારૂં શરીર એટલું બધું જડવત્ થઈ ગયું કે જાણે કોઈએ મ્હને પલંગ સાથે સખ્ત બાંધી લીધી હોય એમ લાગતું હતું. જો કે મ્હને ભય લાગતો હતો છતાં હું તે સર્વ ચમત્કાર જોયા કરતી હતી. થોડો સમય વીતતાં જ તે તારાનું સ્વરૂપ વિલક્ષણ રીતે બદલાતું હોય એમ મ્હને જણાયું. જોતજોતામાં તે તારાનો આકાર ઘણો મ્હોટો જણાયો અને તેમાંથી છ પ્રચંડ જ્યોતિ શલાકા ઉત્પન્ન થઈ. ધીમે ધીમે તે તારાએ પ્રચંડ શ્વેત હાથીનું સ્વરૂપ ધારણ કર્યું. તેની વિશાળ સૂંઢમાં છ જ્યોતિ શલાકા છ શ્વેત દાંત જેવી જણાવા લાગી. તારાનું વિલક્ષણ સ્વરૂપ બદલાતાં તે છ દાંતનો શ્વેત હાથી આપણી અગાશી પર ઉતર્યો અને તે મ્હારા તરફ તિક્ષ્ણ દ્રષ્ટિએ જોવા લાગ્યો. એવી સ્થીતિમાં તે ભયંકર હાથીને મ્હારી નજીક જોઇ મ્હને અત્યંત ભય લાગ્યો. હું કોઇને સહાયના માટે બોલાવવા બૂમો પાડવાના વિચારમાં હતી એટલામાં તે હાથીએ મ્હારી જમણી કુખમાં પોતાની સુંઢનો પ્રવેશ કર્યો અને પોતે સૂક્ષ્મ

સ્વરૂપ ધારણ કરી મ્હારા ઉદરમાં અદ્રશ્ય થયો. એ સમયે તો હું ખૂબ જ ગભરાઈ અને ત્યાંથી ઉઠી ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો. પરંતુ એટલામાં હું નિદ્રામાંથી જાગ્રત થઇ. એ જ મ્હારૂં સ્વપ્ન. એ સ્વપ્ન જોઇ મ્હને ઘણો ભય લાગ્યો! તેથી જ મ્હેં તમને નિદ્રામાંથી જાગ્રત કર્યા. નાથ! એ સ્વપ્નનો અર્થ શો હશે? એનાથી મ્હને ભય લાગે છે તેમ છતાં એ અશુભ નથી એમ સમજાય છે."

રાણી માયાવતીનું સ્વપ્નવૃતાન્ત સાંભળી રાજા શુદ્ધોદન અને રાણી પ્રજાવતીને અતિશય આશ્ચર્ય થયું. શુદ્ધોદને સ્વપ્ન સંબંધી ઘણો વિચાર કર્યો પરંતુ તે શુભ છે કે અશુભ તેનો નિર્ણય કરી શક્યો નહિ. સૂર્યોદય થતાં સુધી તે ત્રણે સ્વપ્ન સંબંધી ચર્ચા કરતાં હતાં. ભગવાન્ સૂર્યનારાયણનાં સુવર્ણ જેવાં તેજસ્વી કોમળ કિરણો રાજમહેલમાં આવ્યા પછી રાજાએ પોતાની શય્યા ત્યાગ કરી સૂર્યભગવાનને વંદન કરી નિત્યકર્મમાં પ્રવૃત્ત થયા. રાણીઓ પણ પોતપોતાના નિત્યક્રમ પ્રમાણે પોતાનાં ગૃહકાર્ય—કરવા લાગી. એ ત્રણે નિત્યનિયમ પ્રમાણે પોતાનો કાર્યવ્યવહાર કરતાં છતાં તેમનું મન તો રાત્રિના સ્વપ્ન સંબંધી વિચારમાં જ ગુંથાયું હતું. આજે તેમનું મન શાંત ન હતું. મધ્યાન્હ સમયે ભોજન કરી રાજા દરબારમાં પધાર્યા. તેમણે પોતાના કેટલાક વિદ્વાન્ બ્રાહ્મણ પુરોહિતને સ્વપ્નની હકિગત કહી અને સ્વપ્નનું શુભાશુભ ફળ સંભળાવવા પ્રાર્થના કરી. એ બ્રાહ્મણોમાં એક વૃદ્ધ પુરોહિત જ્યોતિષ શાસ્ત્રમાં વિશેષ પારંગત હતો. તેણે સ્વપ્નનો વિચાર કરી ઉત્તર દીધો:

"મહારાજ! આ સ્વપ્ન ઘણું મહત્વનું છે. તે શુભ ફળપ્રદ છે. જે રાત્રિએ રાણી માયાવતીને એ સ્વપ્ન થયું તે જ રાત્રિએ તેને ગર્ભ રહ્યો છે. તેને યથાસમયે પુત્રરત્નની પ્રાપ્તિ થશે. એ પુત્ર ઐહિક —સુખબંધનમાં બદ્ધ થશે તો તે ચક્રવર્તી રાજા થશે અને જો બદ્ધ

નહિ થાય તો જન્મમૃત્યુના બંધનથી મુક્ત થવાનો એક ભિન્ન માર્ગ જનસમાજને દર્શાવી અસંખ્ય મનુષ્યોનો ઉદ્ધાર કરશે "

પુરોહિત બ્રાહ્મણના મુખથી સ્વપ્નનુ એવુ શુભ ફળ શ્રવણ કરી રાજા અને રાણીઓને કેટલો આનંદ થયો હશે તેની કલ્પના વાંચકોએજ કરી લેવી. સ્વપ્નને ત્રણચાર મહિના વ્યતીત થતા જ રાણી માયાવતી ગર્ભવતી હોવાના આનંદદાયક સમાચાર રાજ્યમા સર્વત્ર પ્રસરી ગયા. એ શુભ સમાચાર સાભળી રાજાની રાજભક્ત પ્રજામા અતિશય આનદ ઉત્સવ શરૂ થયો. રાણી માયાવતીને નવ મહિના થયા તે સમયે રાણીએ પોતાને પ્રસવ માટે પિયર મોકલવાનો વિચાર દર્શાવ્યો. રાજા શુદ્ધોદને રાણીની વિનતિ માન્ય રાખી કેટલાક રથ, પાલખી, દાસ, દાસીઓ વગેરે આપી પિયર મોકલવા તૈયારી કરી. નગરના પુરુષ અને સ્ત્રીઓએ રાણીને શુભ શુકન કર્યાં, કોઇએ સુવર્ણ મુદ્રાઓ, કોઇએ સુદર પુષ્પના હાર, કોઇએ નાળીએર, અને સૌભાગ્યવતી સ્ત્રીઓએ રાણીને કુમકુમનું તિલક, અક્ષત, ફળ વગેરે શુભફળપ્રદ વસ્તુઓ અર્પણ કરી ઓવારણા લીધાં. વૃદ્ધ સ્ત્રીઓએ શુભ આશિર્વાદ આપ્યા. બ્રાહ્મણોએ વેદમત્રો વડે શુભાશિર્વચન, શાંતિપાઠ વગેરે દ્વારા કલ્યાણ કામના સહિત રાણી માયાવતીના રથ સાથે નગરથી થોડે દુર સુધી વળાવવા જઈ આનંદઉત્સવ કર્યો. આજે નગરજનોના આનદની સીમા નહોતી. સર્વનાં મુખમાથી એક જ શુભ આશિર્વાદાત્મક શબ્દ, નિકળતો કે "પુત્ર રત્ન લઈને વહેલા પધારજો " રાણી માયાવતી સર્વ પ્રજાજનોને મૃદુહાસ્ય વદને નમન કરતી પિતૃગૃહ તરફ વિદાય થઈ ગયાં.

ખણુણુણં ખણુણુણુ શબ્દનાદ કરતો રથ ચાલવા લાગ્યો.

વસંત ઋતુના દિવસો હતા. વનપ્રદેશની સર્વ વનસ્પતિ નવા સુંદર પુષ્પ પલ્લવથી સુશોભિત થઈ રહી હતી. શીતળ સમીરની મંદમંદ લહરો સૌગંધિત પુષ્પોની ઉત્તમ સુગંધદ્વારા સર્વનાં મસ્તક તૃપ્ત કરતી હતી. જ્યાં દૃષ્ટિ ફેરવો ત્યાં વૃક્ષરાજી પર સુંદર પુષ્પગુચ્છ જણાતા હતા. આજે વન પ્રદેશ સ્વાભાવિક રમણીયતા ધારણ કરી રહ્યો હતો. નવપલ્લવથી અલંકૃત થઇ વૃક્ષો પોતાના વિશાળ બાહુ પ્રસારી સર્વત્ર ઉભાં હતાં. તે મનોહર, સુંદર દૃશ્ય જોતાંજ વટેમાર્ગુ-ઓને એમજ જણાતું કે, જાણે તે તેમનું સ્વાગત કરી રહ્યાં છે! કેટલાંક વૃક્ષ પર સુંદર ફુલ, ફળ જોતાં એમજ જણાતું કે: વૃક્ષો પોતાની શાખારૂપી બાહુ પ્રસારી વટેમાર્ગુઓનો સત્કાર કરવાની તૈયારી કરી રહ્યાં છે! પ્રકૃતિ દેવીની એ કેવી અદ્‌ભૂત લીલા! આ વન નિકેતનની અપૂર્વ શોભા જોતાં જોતાં રાણી માયાવતીએ નજીકના એક ઘનઘોર પલાશ વનમાં પ્રવેશ કર્યો. આ સમયે અરણ્યમાં પલાશ વૃક્ષો પર સુંદર લાલપીળા રંગનાં પુષ્પો હોવાથી જાણે તે વનપ્રદેશ લાલ રંગના પર્વત જેવો સુંદર જણાતો હતો. વૃક્ષો પરથી ખરી પડેલાં પુષ્પ પૃથ્વી ઉપર પથરાઇ રહેવાથી પ્રકૃતિ દેવીએ જાણે ત્યાં લાલ રંગનો ગાલિચો પાથર્યો હોય એવું સુંદર જણાતું હતું. રાણી તે કોમળ પુષ્પના ગાલિચા ઉપર ફરતી હતી ત્યારે એમ જ લાગતું કે: જાણે પ્રકૃતિદેવીએ તે મૃદુ કોમળ પુષ્પશય્યા તેને માટેજ તૈયાર કરી ન હોય! કેટલાંક વૃક્ષ પર મ્હોટા મ્હોટા પુષ્પગુચ્છ આવેલા જોઈ રાણીને તે પુષ્પગુચ્છ તોડવાની ઇચ્છા થઈ. તેણે કેટલાંક વૃક્ષ પરથી પુષ્પગુચ્છ તોડી હાથમાં લઈ તેની સુંદરતા જોવા લાગી. પુષ્પ-ગુચ્છ તોડવાના નાદમાં તે એટલી બધી મસ્ત થઇ હતી કે જેથી તેને પોતાની ગર્ભાવસ્થાનું ભાન રહ્યું નહિ. વૃક્ષની ઉંચી ડાળીઓ પર ઉગેલા પુષ્પગુચ્છ તોડવા માટે તે ઉંચા કુદકા મારવા લાગી. ગર્ભાવસ્થામાં ઉંચા નીચા કુદકા મારવા એ ગર્ભિણીને નુકશાનકારક છે એની તેને ખબર ન હતી. રાણીએ કુદકા મારવાથી તેના પેટમાં

દુઃખવા લાગ્યું, તેને પ્રસવવેદના થવા લાગી. રાણીએ તુરત જ પોતાની દાસીઓ અને પરિચારિકાઓને બોલાવ્યાં. તેઓ આવી પહોંચે તે પહેલાં જ રાણીએ પલાશ પુષ્પની શય્યા પર શયન કર્યું અને એક સુંદર પુત્રને જન્મ આપ્યો. એજ પુત્ર તે આપણા **ગૌતમ-બુદ્ધ.** તેજ આ કથાના ચરિત્રનાયક છે.

ધર્મનિષ્ઠ શુદ્ધોદન જેવા પ્રબળ રાજાની પટરાણીને અરણ્યમાં પુત્ર જન્મ થશે એવી કલ્પના કોઈપણ મનુષ્ય કરી શકે નહિ. આ પ્રમાણે જન્મ થવામાં દૈવ ગતિનો કાંઈ સંબંધ હશે એમ જ કહેવું જોઈએ. જે રમણીરત્ને જન્મથી આજ પર્યંત મખમલની મૃદુશય્યા ઉપર શયન કર્યું છે, તે રાજરાણીને પ્રસુતિ સમયે પુષ્પશય્યા ઉપયોગી થશે એ ચમત્કાર સાથે નવિન જન્મેલા બાળકનું ભાવિ આયુષ્યની છાયા અંકિત થયેલી હોય એ સંભવિત છે ! જે બાળકનો જન્મ રાજરાણીના ઉદરથી થયો તે રાજપુત્રનો જન્મ તો કોઈ ભવ્ય સુંદર સુશોભિત રાજમહેલમાં થવો ઉચિત હતું. તેના જન્મ પ્રસંગે તો સેંકડો દાસ-દાસીઓ અને પરિચારિકાઓ રાણી અને રાજપુત્રને " ખમ્મા " " ખમ્મા " શબ્દોચ્ચાર કરતાં હોય એ ઉચિત હતું ! રાજરાણી અને રાજકુમાર માટે સુતિકાગૃહમાં સુંદર પુષ્પો અને સૌગંધિત અત્તરોની સૌગંધ પ્રસરવી ઉચિત હતું ! રાજપુત્રના જન્મ સમયે અનેક પ્રકારનાં મધુર વાજીંત્રોના મનરંજન નાદ થવા જોઈતા હતા ! અત્યારે સેંકડો પ્રજાજનોના મુખમાંથી મંગળ શબ્દોચ્ચાર થઈ રાજ-પુત્રને શુભ આશિષ મળવી જોઈતી હતી ! તેને બદલે ઈશ્વરે કેવી રચના કરી ! અત્યારે એક રાજપુત્ર માત્ર તેની જન્મદાતા માતાની પાસે પુષ્પશય્યા પર અરણ્યમાં શાંતિથી જન્મ પામ્યો છે ! એ શું બતાવે છે ! એ એ જ બતાવે છે કે: મનુષ્ય ધારે છે કાંઇ અને દૈવ કરે છે કાંઈ ! તેમ છતાં રાજપુત્રના જન્મ સાથે તેનું ભાવિ સંકળાયલું છે એજ નિર્ણય બુદ્ધિમાન પુરૂષો કરી શકશે. માયાવતીના પિતાએ પોતાની પુત્રી પ્રસુતિ માટે આવવાનું જાણી સર્વ પ્રકારની તૈયારી

કરી રાખી હતી. ભાવિ બાળકને માટે અનેક પ્રકારની મૃદુ ગાદિઓ, ગાલિચા અને તકિઆ તૈયાર કરાવ્યા હતા, પરંતુ દૈવની ગતિ અતિ વિચિત્ર છે! તે સર્વ વસ્તુઓનો કંઇ પણ ઉપયોગ થયો નહિ. જન્મ લેનાર બાળકે તો પૂર્વજન્મનાં પુણ્યપ્રતાપે રાજસિક, તામસિક રાજ-ભોગોનો ત્યાગ કરી જન્મતાં જ વૃક્ષની છાંયા નીચે મૃત્તિકા ઉપર જ આશ્રય લીધો! રાજ્ય, સમ્પત્તિ અથવા કોઇ પણ પ્રકારનું ઐહિક સુખ એ સાચું સુખ નથી, એ દર્શાવી આપવા જ માટે જ નવિન જન્મ ધારણ કરનાર બાળકે સુવર્ણ પલંગોની મૃદુ શય્યા પર શયન નહિ કરતાં, જગતપિતાએ સર્વ જનસમાજ માટે નૈસર્ગિક રીતે જ નિર્માણ કરેલી વસુંધરા પર શયન કર્યું! જગતપિતા અને તેણે નિર્માણ કરેલા પંચમહાભૂત પર જેને અતિશય પ્રેમ અને શ્રદ્ધા હોય તે રાજપુત્રનું તે જગદીશ્વર અને પંચમહાભૂત શા માટે અપમાન કરે? તે શા માટે તેની અવગણના કરે! રાણી માયાવતીએ બાળકને જન્મ આપ્યો તેજ વખત પવનદેવતા સ્તબ્ધ-શાંત-થઇ ગયા. જે પલાશપુષ્પ તોડવા માટે રાણી પ્રયત્ન કરતી હતી તે જ પુષ્પો વૃક્ષ ઉપરથી પોતાની મેળે જ બાળક રાજપુત્ર ઉપર વૃષ્ટિ કરવા લાગ્યાં. જાણે પ્રકૃતિ દેવીએ જ બાળકને લાલ રંગની શાલમાં વીંટાળી દીધું હોય તેમ દાસદાસીઓના જોવામાં આવ્યું. દાસદાસીઓ અને પરિચારિકાઓ સર્વ ત્યાં આવી પહોંચ્યાં. તેમણે રાણી અને રાજપુત્રની બનતી યોગ્ય સેવા સુશ્રુષા કરી. રસ્તામાં જ બાળકનો જન્મ થવાથી રાણી માયાવતીએ પિતૃગૃહે જવાનું બંધ રાખી પુનઃ પતિ ગૃહે જવાનો વિચાર જણાવ્યો. દાસદાસીઓએ તે વિચારને અનુમોદન આપી સર્વ પ્રકારની તૈયારી કરી. સર્વ પ્રકારના બંદોબસ્ત સાથે રાણી અને બાળક પુત્રને લઇ સર્વેએ કપિલવસ્તુ નગર તરફ પ્રયાણ કર્યું.

રાણીએ રાજકુમારને જન્મ આપ્યાના સમાચાર અત્યાર પહેલાં જ નગરમાં પ્રસરી ગયા હતા તેથી નગરજનોએ સર્વત્ર આનંદ ઉત્સવ શરૂ કર્યો હતો. જે દિવસ રાણીએ રાજકુમારને લઈ નગરમાં પ્રવેશ

ફરી તે દિવસે તો સર્વ નગરજનોએ પ્રત્યેક દરવાજે અને ઘરનાં પ્રવેશદ્વાર તેમજ બારીબારણાં આસોપાલવનાં તોરણો અને ધ્વજા-પતાકાથી શણગારી દીધાં હતાં. રાજમહાલયની શોભા અપૂર્વ હતી. સુંદર પુષ્પના તોરણોથી રાજમહાલય અતિ સુશોભિત થઇ રહ્યું હતું. આજે દૂરથી જોનાર કપિલવસ્તુ નગર જાણે ઇન્દ્ર રાજાનું ઇન્દ્ર-ભુવન મૃત્યુલોક ઉપર જ આવી વસ્યું હોય તેવું અપૂર્વ શોભાયમાન જણાતું હતું. સ્ત્રીઓએ રાજમાર્ગ ઉપરના મહાન નકશનો કચરો સાફ સ્વચ્છ કરી પ્રવેશદ્વાર આગળ રંગબેરંગી રંગવલ્લિકાઓ બનાવી સુંદર તરેહવારે ગાલિચાઓ પાથર્યા હોય તેવું સુશોભિત બનાવ્યું હતું. સાયંકાળનો સમય થતાં જ પ્રત્યેક ઘર ઉપર અસંખ્ય દીપક પ્રજ્વલિત થતા હોવાથી કપિલવસ્તુ નગરમાં જાણે આજેજ દિવાળીનો શુભ પ્રસંગ હોય અને અસ્તાચલ પર જતા સૂર્યનારાયણની પ્રતિસ્પર્ધા કરતું હોય એવું સુંદર જણાતું હતું. ભિન્નભિન્ન પ્રકારનાં વાજીંત્રોના મધુર સ્વરથી સર્વ આકાશ ગર્જી ઉઠયું હતું. આ સમયે જ માયાવતીનો સુવર્ણ રથ નગરમાં આવી પહોંચ્યો. નગરજનોએ ઉચ્ચ સ્વરે રાણી અને રાજપુત્રના જયઘોષ કરી તેમના પર પુષ્પવૃષ્ટિ કરી. સ્ત્રીઓએ તેમની આરતિ ઉતારી ઓવારણાં લીધાં. પ્રત્યેકના મુખમાંથી "રાજપુત્ર દીર્ઘાયુ થાઓ." એવા શુભ આશિર્વાદ નિકળવા લાગ્યા. રાણીનો રથ રાજમહેલમાં પ્રવેશ કરે ત્યાં સુધી હજારો મનુષ્યો તેની પાછળ ચાલતાં હતાં પરિચારિકાઓએ રાણીને રાજ મહેલના એક યોગ્ય સ્થાનમાં વિશ્રાંતિ આપ્યા પછી પ્રજાએ દર્શાવેલા આનંદોત્સવ માટે રાજાએ તે સર્વનો ઉપકાર માન્યો અને સર્વને પોત-પોતાને ઘેર જવા પ્રેમપૂર્વક વિનંતિ કરી. બીજા દિવસથી રાજ્યના મ્હોટા મ્હોટા અમલદારો અને શ્રીમંત ગૃહસ્થો અમૂલ્ય પોષાક, સુવર્ણ, હીરા, માણેક, મોતીના અમૂલ્ય અલંકારનાં નજરાણાં સહિત રાજપુત્રના દર્શને આવવા લાગ્યા. તે દિવસ સૂર્યોદય થતાં પહેલાં જ એક વૃદ્ધ બ્રાહ્મણ રાજમહાલયનાં દ્વાર આગળ આવી ઉભો રહ્યો. તેના મસ્તક

ઉપર શ્વેત જટાજૂટ અને હૃદય ઉપર શ્વેત દાઢી લટકતી હતી. તે વૃદ્ધ હોવા છતાં યોગબળને લીધે તે શક્તિસમ્પન્ન અને તપોબળને લીધે તેના મુખ ઉપર તેજ:પુંજ જણાતો હતો. રાજમહેલમાં તે ઋષીના આગમન સમાચાર પહોંચતાં જ રાજાના અંતઃકરણમાં તુરત જ શ્રદ્ધા ઉત્પન્ન થઇ. તેઓ ઋષિના સત્કાર માટે દ્વાર પર્યંત ગયા. અતિ આદરસત્કારપૂર્વક તેઓ ઋષિને રાજમહેલમાં લઇ ગયા. ઋષિને વંદન કરી રાજા શુદ્ધોદને નમ્રતાપૂર્વક કહ્યું:

" મહારાજ! આપના આગમનથી મ્હારા પર આપે મ્હોટી કૃપા કરી એમ હું માનું છું. આપની જે કાંઇ ઇચ્છા હોય તે કહો. આજ્ઞાપાલન કરવા હું તૈયાર છું."

ઋષિએ પ્રસન્ન મુખે ઉત્તર દીધો:

" રાજન્! મ્હારૂં નામ કાલદેવલ. તમારી પાસે કાંઇ પણ માંગવાની ઇચ્છાથી હું આવ્યો નથી. માત્ર તમારા પુત્રનાં દર્શનની જ મ્હને ઇચ્છા છે."

ઋષિનાં નિ:સ્વાર્થ વચન સાંભળી રાજાને તેમના પર ઘણી શ્રદ્ધા ઉત્પન્ન થઈ. તેમણે કહ્યું:

" મહારાજ ! ઘણો ઉપકાર થયો. મ્હારા બાળક પુત્રને આપના જેવા મહાપુરૂષનો આશિર્વાદ મળે એ જ મ્હારી ઇચ્છા છે. આપ મ્હારી સાથે અંત:પુરમાં પધારો. ત્યાં આપનાં ચરણ ઉપર હું મ્હારા પુત્રનું મસ્તક મુકીશ."

રાજા શુદ્ધોદન કાલદેવલ ઋષિને પ્રસુતિગૃહમાં લઈ ગયા. ઋષિનાં દર્શન કરતાં જ રાણી માયાવતીના હૃદયમાં વિલક્ષણ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ. તેણે ઋષિનાં ચરણ પર મસ્તક મૂકી આશિર્વાદ

લીધો. પછી રાણીએ બાળક રાજકુમારને લઈ ઋષિનાં ચરણ પર તેનું મસ્તક મૂકવાનો પ્રયત્ન કર્યો પરંતુ ઋષિએ તેને તેમ કરતાં અટકાવી. તેમણે બેચાર પગલાં પાછા ફરી આશ્ચર્ય સહિત ગંભીર સ્વરે કહ્યું :

" માયાવતી ! તમે આ શું કરો છો ? તમે કોને જન્મ આપ્યો છે ? જેનાં ચરણ ઉપર નમન કરીને હું મ્હારૂં જીવન પવિત્ર કરી શકું છું તે જ મહા પુરૂષનું મસ્તક મ્હારા ચરણ ઉપર હોય ખરૂં ? "

ઋષિ કાલદેવલ બાળક રાજપુત્ર સ્હામે એકાગ્ર દૃષ્ટિએ જોવા લાગ્યા. તેમણે પોતાનું મસ્તક પૃથ્વી પર નમાવી કહ્યું

" બાળસ્વરૂપ ભગવન્ ! દયાનિધિ ! મ્હારૂં વંદન ગ્રહણ કરો. તમે બીજા કોઈ જ નથી. મ્હારા ઉપાસ્ય દેવ તમે જ છો. પ્રાતઃકાલના કમળ જેવાં તમારાં ચરણમાં પદ્મ, અંકુશ, વજ્ર આદિ ચિહ્નો જોઈ તમારા અવતારને માટે મ્હને કંઈ પણ શંકા નથી. પ્રભો ! ભગવાન બુદ્ધ તમે જ છો. સર્વ જગતના જીવોના કાનમાં મુક્તિમંત્રની દિક્ષા આપી તેમને મુક્તિનો માર્ગ દર્શાવવા માટે જ તમારો અવતાર થયો છે. તમારાં દર્શનથી આજે મ્હારૂં જીવન સફળ થયું છે. "

એટલું કહી કાલદેવલ પ્રસૂતિગૃહની બહાર નીકળી ગયા. તેમને વિદાય કરવા રાજા શુદ્ધોદન તેમની સાથે જ ચાલ્યા. રાજપુત્રનું સવિસ્તર જીવનવૃત્તાન્ત સાંભળવાની ઇચ્છાથી રાજાએ ઋષિને પ્રાર્થના કરીઃ " મહારાજ ! રાજકુમારનું ભાવિ જીવનવૃત્ત સાંભળવાની ઇચ્છા છે. "

ઋષિએ ઉત્તરમાં માત્ર એટલું જ કહ્યું :

" રાજન્ ! તમારી ધર્મનિષ્ઠા અને સદાચરણને લીધે જ આ

પુત્રે તમારે ત્યાં જન્મ ગ્રહણ કર્યો છે. પાર્થિવ વૃક્ષને એક હજાર વર્ષમાં આવું સુંદર અને ઉજ્વલ પુષ્પ આવ્યું નથી. આ પુષ્પની સુમનોહર સૌગંધથી સર્વ જગત્ પ્રસન્ન થશે. આ આનંદમય પ્રસંગે, તમારી સાંસારિક જનોની દષ્ટિએ એક અનુચિત બનાવ બનશે. રાણી માયાવતીને હવે સત્વર પંચત્વ પ્રાપ્ત થશે પરંતુ તેને સ્વર્ગ પ્રાપ્તિ થશે. સ્વર્ગના દેવો તેનો અતિશય સત્કાર કરશે. "

આ પ્રમાણે રાજાને અભિપ્રાય દર્શાવી ક્ષણવારમાં ઋષિ કાલદેવલ રાજમહેલ બહાર નિકળી ક્યાંક ચાલ્યા ગયા. રાજાએ ઋષિ વાક્ય સાંભળી ઘણો વિચાર કર્યો. પરંતુ તેમના ગૂઢ શબ્દોનું તાત્પર્ય તેઓ સમજી શક્યા નહિ. ઋષિનું અંતિમ વાક્ય બીજે જ દિવસ સત્ય નિવડ્યું. તે દિવસે સૂર્યોદય થયા પહેલાં જ માયાવતીને ગાઢ નિદ્રા આવવા લાગી. એ નિદ્રાનું સ્વરૂપ જોતાં જ માયાવતીએ જાણ્યું કે આ નિદ્રા હવે અક્ષયનિદ્રા છે. તેણે પુત્રને છેવટનું ચુંબન કર્યું અને તેનું લાલનપાલન કરવા પ્રજાવતીને સોંપ્યો.

પતિને પણ વિનંતિ કરી કે: " રાજપુત્રનું બરાબર સંરક્ષણ કરજો. "

તુરત જ માયાવતીને નિદ્રાનું ઝોકું આવ્યું. તે સાથે જ તેણે આ નશ્વર સંસારનો ત્યાગ કર્યો. તેણે સ્વર્ગ ગમન કર્યું, એ જોઈ રાજા શુદ્ધોદન અને પ્રજાવતીને ઘણું દુઃખ થયું. તેમનાં નેત્રમાંથી અશ્રુપાત થયો. સર્વ, દાસ, દાસીઓ, નોકર, ચાકરો, સર્વ અતિ ખિન્ન થયાં. તેમના મુખ ઉપર શોકની છાયા છવાઈ ગઈ. એ સમાચાર નગરમાં પ્રસરતાં જ અમાત્યો, અમલદારો, નગરજનો સર્વ રાજમહેલમાં આવી શોક કરવા લાગ્યા. પરંતુ બ્રાહ્મણ પુરોહિતે રાજા, રાણી અને ત્યાં આવેલાં સર્વને કહ્યું કે અત્યારે અશ્રુપાત કરી મૃત આત્માને દુઃખ આપવું એ આપણું કર્તવ્ય નથી. જો તમે

મૃત આત્માને સ્વર્ગ પ્રાપ્તિ કરાવવા ચ્હાતાં હો, જો મૃત આત્માને આનંદ આપવા ઇચ્છતાં હો તો તમે સર્વ શ્રીમદ્ ભગવદ્ ગીતાનું અધ્યયન કરો અને મૃતક આત્માને સ્વર્ગ પ્રાપ્તિ થાય તે માટે ઇશ્વર પ્રાર્થના કરો.

શાસ્ત્રમાં કહ્યું છે કે:

"મૃતક આત્મા હજી રાણી માયાવતીના મૃતક શરીરની નજીક જ છે. તે તમને સર્વને જુવે છે, એટલું જ નહિ પણ તમને શોક કરતાં જોઈ તે આત્માને ઘણું દુઃખ થાય છે, તેથી તે સ્વર્ગે જઈ શકશે નહિ. આ શાસ્ત્ર વાક્ય અસત્ય નથી. તે તદ્દન સત્ય છે. માટે તમે સર્વ ઇશ્વરના નામનો ઉચ્ચાર કરો અને મૃતક આત્માને તે પ્રભૂ અખંડ સુખશાંતિ આપે એવી પ્રાર્થના કરો. વિધિએ લખ્યું હતું તે થયું. હવે એ કોઈ મિથ્યા કરી શકે તેમ નથી હવે શોક કરવો નિરર્થક છે. ગમે તેટલો શોક કરવાથી મૃતક શરીરમાં આત્મા પુનઃ પ્રવેશ કરે એમ નથી. નાહક એ આત્માને દુઃખ આપવું એ માનવધર્મ નથી. ચાલો, આપણે સૌ પ્રભુ પ્રાર્થના કરીએ."

પુરોહિતનાં વચનો સાંભળી રાજા, રાણી વગેરે સર્વ શાંત થયાં. તેમણે સર્વેએ રાણી માયાવતીના આત્માને સ્વર્ગ પ્રાપ્તિ થાય, તેનો મોક્ષ થાય એવી પ્રભૂ પ્રાર્થના શરૂ કરી. પુત્ર પ્રાપ્તિના આનંદમાં સર્વ ગરકાવ થયાં હતા તેમાં આવુ વિઘ્ન ઉપસ્થિત થયું તેથી સર્વને દુઃખ તો થયું પરંતુ પુરોહિતનાં બોધવચનોએ સર્વને શાંતિ આપી. સર્વ ઇશ્વર પ્રાર્થના કરવા લાગ્યા.

થોડીવાર પછી માયાવતીના મૃતક દેહને સુખડનાં કાષ્ટ, ઘી, અત્તર, પુષ્પ વગેરે વડે સ્મશાન ભૂમિમાં અગ્નિદાહ કર્યો. જોત-જોતામાં રાણીનું પંચતત્વનું શરીર પંચતત્વમાં મળી ગયું. સર્વ શોકમગ્ન મુખે સ્વગૃહે પાછાં ફર્યાં.

પુરોહિતે રાજા, રાણી વગેરે રાજમહેલના મનુષ્યોને શાંતિવચન કહી ઉપદેશ કર્યો. સર્વ શાંત થયાં અને બાળ પુત્રરત્નની સુંદર મુખમુદ્રા જોઈ આનંદ પામવા લાગ્યાં.

સર્વ નગરજનો શોક ભૂલી ગયા. સર્વ રાજકુમારનો જન્મોત્સવ ઉજવવા લાગ્યાં. અનેક બ્રાહ્મણ, સાધુ, સંત, અનાથ, અપંગને યોગ્ય દાન ધર્મ કરી રાજા સંતોષ પામ્યા. ઉત્સવને છેલ્લે દિવસે પુરોહિતની સલાહ પ્રમાણે જ્યોતિષશાસ્ત્રને આધારે રાજા શુદ્ધોદને પુત્રનું નામ સિદ્ધાર્થ રાખ્યું, પરંતુ તેનું લાલનપાલન રાણી પ્રજાપતિ–ગૌતમી–કરતી હોવાથી કેટલાંક મનુષ્યો બાળ રાજકુમારને "ગૌતમ" કહેવા લાગ્યાં. આગળ જતાં તે બાળક ગૌતમના નામથી પ્રસિદ્ધ થયો.

ગૌતમને જન્મતાં જ માતૃવિયોગ થયો. ચંચળ મનના બંધનમાંથી મુક્ત થવાનો ગૌતમે બાલ્યાવસ્થાથી જ આરંભ કર્યો હોય એમ જણાય છે ! જન્મ ધારણ કરવા માટે જેણે તરતજ ભૂમિ પસંદ કરી તેને માતૃ સ્તનપાન કરવાની આવશ્યકતા ન હોય. એ સ્વાભાવિક છે. ગૌતમની જન્મદાતા માતાએ તેનો ત્યાગ કર્યો હતો પરંતુ તેની અપર માતા પ્રજાવતી તેનું લાલન–પાલન અતિ પ્રેમપૂર્વક અને દક્ષતાપૂર્વક કરતી હતી. ગૌતમની સંભાળ રાખવા માટે તેના પિતા શુદ્ધોદને અનેક પરિચારિકાઓ પ્રજાવતિને સોંપી હતી. વૃદ્ધાવસ્થામાં પ્રાપ્ત થયેલા એકના એક પુત્ર પર રાજાનો કેટલો પ્રેમ હશે અને તે તેની કેટલી સંભાળ રાખતા હશે તેનું અનુમાન સહજે થઈ શકે એમ છે. પુત્ર સહવાસના દિવસો રાજાને અતિ આનંદદાયક જણાતા હતા.

એ આનંદના આવેશમાં જોતજોતામાં ગૌતમ આઠ વર્ષનો થયો. આ સમયે તેના શિક્ષણનો પ્રબંધ કરવાની રાજાને ચિન્તા

ઉત્પન્ન થઈ તે સમયની શિક્ષણ પદ્ધતિ અને આજની શિક્ષણ પદ્ધતિમાં ઘણો ફેર હોવાથી ગૌતમના શિક્ષણની રાજાને વિશેષ ચિન્તા થતી હતી તે સમયની શિક્ષણ પદ્ધતિ એવી હતી કે ન્હિંદ બ્રાહ્મણ પુત્ર હોય કે ચક્રવર્તી રાજપુત્ર હોય, પણ તેણે ગુરુ ઘેર રહી બાર વર્ષ પર્યંત વિદ્યા ઉપાર્જન કરવી પડતી હતી વિદ્યાદાન કરનારા ગુરુઓ પણ જનસમાજથી દૂર અરણ્યમાં આશ્રમ બાંધીને નિવાસ કરતા હતા ગૌતમને પોતાના નેત્ર આગળથી દૂર અરણ્યમાં વિદ્યાભ્યાસ માટે મોકલવા રાજા શુદ્ધોદનને વિચાર થયો ગૌતમને પોતાના નેત્ર આગળથી દૂર કરવો અસહ્ય હતું તેમ તેને વિદ્યાદ્વારા અલંકૃત કરવાની પણ વિશેષ આવશ્યકતા હતી તેથી રાજા પોતાની માયા પાશ શિથિલ કરી પુત્રના શિક્ષણની વ્યવસ્થા કરવા લાગ્યા તે સમયે વિશ્વામિત્ર નામના એક ઋષિ અતિ વિદ્વાન્ અને ઉત્કૃષ્ટ ગુરુ હોવાથી રાજાના મંત્રીઓએ ગૌતમને તે ઋષિના આશ્રમમાં મોકલી વિદ્યાભ્યાસ કરાવવાની રાજાને સલાહ આપી મંત્રીઓની સલાહ રાજાએ માન્ય રાખી શુભ દિવસ, શુભ મુહૂર્ત જોઈ રાજાએ બાળ રાજકુમાર ગૌતમને વિશ્વામિત્ર ઋષિના આશ્રમમાં મોકલ્યો પુત્રસ્નેહ વશ શુદ્ધોદન વિચાર કરતા હતા કે રાજમહેલ કરતા અરણ્યમાં ઋષિ આશ્રમમાં ગૌતમ કેવી રીતે દિવસો નિર્ગમન કરશે પરંતુ તપાસ કરતા રાજાને જણાયું કે ઋષિ આશ્રમમાં ગૌતમ અતિ ઉત્સાહ અને આનંદથી નિવાસ કરે છે તેણે થોડા દિવસમાં જ પોતાના સર્વ સહાધ્યાયીઓ સાથે મિત્રતાનો સંબંધ સાધ્યો હતો રાજા શુદ્ધોદન અને રાણી પ્રજાવતી આશ્રમનો કાર્યક્રમ જોવા ચાર દિવસ ઋષિના આશ્રમમાં જ રહ્યા હતા તે સમયે તેમણે જોયું કે ગૌતમ પોતાના માતા-પિતાનું સ્મરણ ભૂલી જઈ અન્ય વિદ્યાર્થીઓ સાથે આનંદપૂર્વક વિદ્યાભ્યાસ કરે છે એ જોઈ રાજા-રાણીની ચિન્તા દૂર થઈ તેઓ ઋષિનો આશીર્વાદ પ્રાપ્ત કરી કપિલવસ્તુ નગરમાં પાછા ફર્યાં.

ગૌતમ અથવા સિદ્ધાર્થનું આગમન થવાથી વિશ્વામિત્ર ઋષિને ઘણો આનંદ થયો હતો. સિદ્ધાર્થ જેવો ગંભીર, તેજસ્વી અને બુદ્ધિશાળી વિદ્યાર્થી મળવાથી વિશ્વામિત્ર પણ પોતાને ભાગ્યશાળી સમજવા લાગ્યા. સિદ્ધાર્થનું મસ્તક, નેત્ર વગેરે શરીર અવયવો જોઈ સામુદ્રિક શાસ્ત્રાનુસાર ઋષિએ નિર્ણય કર્યો કે આ બાળક ભવિષ્યમાં દિગ્વિજયી પુરુષ થશે. સિદ્ધાર્થને નિત્ય જે કાંઈ અભ્યાસ કરાવવામાં આવતો તે તે જ દિવસે મુખપાઠ કરી લેતો. એ જોઈ વિશ્વામિત્ર આશ્ચર્યચકિત થતા. પૂર્વ જન્મના સંસ્કાર સિવાય આવું બુદ્ધિસામર્થ્ય હોવું અશક્ય જાણી વિશ્વામિત્ર ઋષિને સિદ્ધાર્થ ઉપર ઘણો પ્રેમ ઉત્પન્ન થયો. તેઓ રાજકુમારને અનેક ગુપ્ત અને ગહન વિષયો શિખવવા લાગ્યા. ગુરુનો ગૌતમ ઉપર જેટલો પ્રેમ હતો તેથી અધિક પ્રેમ ગૌતમનો પોતાના ગુરુ ઉપર હતો. ગુરુ એ જ દેવ, એ જ પિતા, એ જ માતા અને એ જ જ્ઞાનદાતા છે. આશ્રમમાં પ્રવેશ કર્યા પછી ગૌતમ તે સારી પેઠે સમજ્યા લાગ્યો. ગુરુ પ્રત્યે પૂજ્ય ભાવ રાખી તે વર્તતો હતો. ગૌતમ અતિ બુદ્ધિસમ્પન્ન હતો. તે સર્વ વિદ્યાર્થીઓ પણ જાણી ગયા હતા છતાં તેને પોતાની બુદ્ધિશક્તિનું લેશમાત્ર પણ અભિમાન ન હતું. ગુરુદેવ સાથે જેમ તે પૂજ્ય બુદ્ધિથી વર્તતો હતો તે જ પ્રમાણે પોતાના સહાધ્યાયી મિત્રો સાથે પણ અતિશય નમ્રતા, વિનય અને દક્ષતાથી વર્તતો હતો. એ જોઈ ઋષિ મનમાં જ ગૌતમને વિનયની સાક્ષાત્ મૂર્તિસમાન સમજતા હતા. ગૌતમ પોતાને રાજકુમાર સમજતો ન હતો. તે તદ્દન સરલતાથી આશ્રમમાં નિવાસ કરતો હતો. ગૌતમમાં મુખ્ય સદ્‌ગુણ દયાશીલતા જન્યો હતો. અન્ય કોઈને સહજ પણ દુઃખ થતાં જ ગૌતમના અંતઃકરણમાં તુર્ત જ દયા ઉત્પન્ન થતી. તેના નેત્રમાં અશ્રુની ઉભરાઈ જતાં! બાલ્યાવસ્થાથી જ તેના દયાળુ સ્વભાવનો સર્વને પરિચય થયો હતો. દૈવયોગાત્ એવા અનેક બનાવ બનતા, તે સમયે ગૌતમની દયાવૃત્તિનો પોષણ મળતું. ગુરુદેવે પાર્યો ભરતાં

એકાદ વિદ્યાર્થી થાકી જતો તે જ વખત ગૌતમ તેના હાથમાંથી જળભરેલી ગાગર પોતાના હાથમાં લઈ ગુરૂના આશ્રમમાં પહોંચાડી દેતો. એ જ પ્રમાણે કાષ્ટના ભારા લાવતાં અને એવાં જ બીજાં કામ કરતી વખત કોઈ વિદ્યાર્થીને ત્રાસ જણાતો કે તુરત જ તે કામ ગૌતમ કરી લેતો. વિદ્યાભ્યાસનું કામ પૂર્ણ થયા પછી અન્ય વિદ્યાર્થીઓ રમત ગમતમાં વખત ગુમાવતા પરંતુ ગૌતમ તેમ નહિ કરતાં એકાંત સ્થાનમાં બેસી ગુરૂદ્વારા પ્રાપ્ત થયેલી વિદ્યાનું મનન કરતો હતો. તે જેમ કોમળ હતો તેમ પરાક્રમી પણ હતો; પરંતુ તેની દયાશીલતાને લીધે તેની કોમળતાનો લોપ થયો હતો. ઘોડેસ્વાર થવામાં તે સંપૂર્ણ પારંગત હતો. પોતાના સહાધ્યાયીઓ સાથે ઘોડદોડની રમતમાં ગૌતમ પોતાનો ઘોડો પૂરપાટ છોડી દેતો અને સર્વને એમ જ લાગતું કે તેનો ઘોડો સૌથી આગળ નિકળી જશે પરંતુ એટલામાં તો તે પોતાનો ઘોડો થોભાવતો અને કહેતો કે: " નહિ, નહિ, આ મુંગા પ્રાણીને ત્રાસ આપવો આપણે મનુષ્યોને ઉચિત નહિ. " એમ કહી ઘોડા ઉપરથી ઉતરી ઘોડાને લઈ પગે ચાલતો તેને આશ્રમમાં લઈ જતો. મૃગયા રમવામાં પણ તે ઘણો કુશળ હતો. સહાધ્યાયી મિત્રો સાથે મૃગનો શિકાર કર્યો પછી તેના અંતઃકરણમાં ઘણું દુઃખ ઉત્પન્ન થતું અને નેત્રમાંથી અશ્રુપાત કરતો. વિના અપરાધે કોઈનો જીવ લેવો અને તેના સ્ત્રી પુત્રાદિકથી વિયોગ કરાવવો એ તેને ગમતું નહિ.

આ પ્રમાણે પ્રત્યેક દુઃખદ પ્રસંગે તેના હૃદયમાં દયાભાવ ઉત્પન્ન થતો. એ ભાવમાં દિનપ્રતિદિન વૃદ્ધિ થવા લાગી. મરેલા હરણને જોઈ તેના અંતઃકરણમાં એટલી બધી દયા ઉત્પન્ન થઈ હતી કે તેણે પોતાના જીવનમાં કદી પણ શિકાર કર્યો નહિ. ગૌતમે વિશ્વામિત્ર ઋષિ પાસેથી ક્ષત્રિય રાજકુમારને ઉચિત સર્વ પ્રકારનું શિક્ષણ થોડા વર્ષમાં જ પ્રાપ્ત કરી લીધું. ગૌતમની એ સ્થિતિ

જાણતાં જ રાજા શુદ્ધોદન વિશ્વામિત્રના આશ્રમમાં ગયા. તેમણે વિશ્વામિત્રનું વિશેષ પ્રકારે આદર આતિથ્ય કર્યું અને ગૌતમને કપિલવસ્તુ નગરમાં લઇ આવ્યા.

રાજકુમાર ગૌતમ અર્થાત્ સિદ્ધાર્થ વિદ્યાધ્યયનનું કાર્ય પરિપૂર્ણ કરી કપિલવસ્તુ નગરમાં આવ્યો. તે પછી રાજા શુદ્ધોદને રાજ્યનો કાર્યભાર સોંપવાના વિચારથી તેને રાજ્યવિદવટનો અનુભવ લેવાની વ્યવસ્થા કરી. ગૌતમ રાજ્યનાં પ્રત્યેક કાર્ય જોવા લાગ્યો. રાજ્યમાં કેવા પ્રપંચો ચાલે છે અને કેવી રીતે પ્રજા દિવસો નિર્ગમન કરે છે તેનો પણ અભ્યાસ કરવા લાગ્યો, પરંતુ તે કાર્યો પ્રત્યે ગૌતમનું જોઈએ તેવું લક્ષ્ય ન હતું. કેવળ પિતાના સંતોષને ખાતર પોતાની ઇચ્છા નહિં છતાં તે રાજકાર્યભાર તપાસતો હતો. તે સિવાયનો સર્વ સમય, શાતચિત્તે મનન કરવામાં વ્યતીત કરતો. ગૌતમ એકાંતમાં બેસી કયા પ્રકારના વિચાર કરે છે, તેનું તાત્પર્ય ઘણા દિવસ પર્યંત કોઈને સમજાયુ નહિ. અનેક મનુષ્યો એવો જ વિચાર કરતાં કે ગૌતમ કોઈ વિશેષ ચિન્તન કરી રહ્યા છે, તેથી તેઓ રાજપુત્રને તેના ચિન્તનનુ કારણ પૂછતાં પરંતુ તે સમયે પોતાના ચિન્તનનો ગૂઢ અર્થ ગૌતમ જ સંપૂર્ણ રીતે સમજતો નહિ હોવાથી તે કોઈને સ્પષ્ટ ઉત્તર આપતો નહિ. તે માત્ર એટલુ જ કહેતો કે, મ્હને કાંઈ પણ ચિન્તા થતી નથી, બસ. પ્રશ્ન કરનારને એટલો જ ઉત્તર આપી સંતોષ માનતો.

રાજા શુદ્ધોદનના રાજમહેલની પાછળના વિભાગમાં એક મ્હોટો બગિચો હતો. તે બગિચામાં એકાંત સ્થળે બેસવું ગૌતમને ઘણું પસંદ હતું. વસંત ઋતુના દિવસો હતા. સાયંકાળનો સમય હતો. વૃક્ષો ઉપર નવીન પુષ્પ પલ્લવો વિકસી ચારે દિશામાં સુંદર સૌગંધ પ્રસારી રહ્યાં હતાં. મંદ મૃદુ મલયની લહરો વહન થઈ રહી હતી. આ સમયે ગૌતમ એક શ્વેત પત્થરની ચળકતી શીલા પર બેસી કાંઈ

વિચારમાં નિમગ્ન હતો. તેજ સમયે તેના મસ્તક પર એક સુંદર રાજહંસ પક્ષી કરૂણાજનક સ્વર બોલતું બોલતું તેના સમીપ આવી પડયું. એ જોઇ ગૌતમનું અંતઃકરણ એકદમ ભરાઈ આવ્યું. તે હંસની નજીક ગયો અને તેને ઉંચકી પોતાના ખોળામાં લીધું, તેણે તેનું શરીર તપાસ્યું, ત્યારે જણાયું કે તેના મસ્તકમાં કોઈએ બાણ મારેલું હોવાથી દુઃખને લીધે તે પક્ષી તરફડી રહ્યું છે! તેનું બરફ જેવું શ્વેત શરીર રક્તધારાને લીધે લાલ રંગાઇ ગયું છે! બાણનો ઘા, તેમાંથી વહેતું રક્ત અને વેદના થવાથી હંસનો તરફડાટ જોઈ ગૌતમનું હૃદય અતિશય દુઃખિત થયું. તેના બન્ને નેત્રમાંથી અશ્રુ-ધારા વહેવા લાગી. હંસના મસ્તકમાંથી બાણ ખેંચી કાઢી તેણે દૂર ફેંકી દીધું. ઘા પડયો હતો તે સ્થળે તેણે ઔષધોપચાર કરી પાટો બાંધ્યો. હંસના શરીર ઉપરનું સર્વ રક્ત તેણે ધોઈ સાફ કર્યું. તેમ છતાં હંસને વેદના થતી હોવાથી તે અતિશય તરફડાટ કરતો હતો. હંસને પોતાની છાતી સાથે દબાવી ગૌતમે કહ્યું:

" અરેરે! ગરીબ પ્રાણી! કોણે ત્હારી આવી દુર્દશા કરી? પ્રથમ પોતાના શરીરમાં આ બાણ ખોસી જોયા વગરજ કયા નિર્દયે ત્હારા મસ્તક પર માર્યું? જો તે મનુષ્યે પોતે એ પ્રમાણે કરી જોયું હોત તો અવશ્ય ત્હારો વધ કરવાની પ્રવૃત્તિ તે કરત નહિં!"

ગૌતમ હંસની સેવા સુશ્રૂષા કરવા લાગ્યો. થોડી વારમાં જ હંસનો તરફડાટ ઓછો થયો. તે મૃત્યુ પામશે નહિં એવી ગૌતમને આશા ઉત્પન્ન થઈ. ગૌતમ પણ કંઈક શાંત થયો, પરંતુ હંસને જે દુઃખ થયું તે સંબંધી વિચાર કરવા લાગ્યો. આઘાતને લીધે મનુષ્ય-પ્રાણીને આવું સખ્ત દુઃખ થતું હશે તેની અત્યાર પહેલાં ગૌતમને કંઈ પણ કલ્પના ન હતી. તેણે હંસના મસ્તકમાંથી ખેંચી કાઢેલું બાણ હાથમાં લીધું અને તેની તીક્ષ્ણ અણી પોતાના હાથના એક આંગળામાં જોરથી ઘોચી દીધી. તેમ કરતાં જ ગૌતમનો છૂપ

ગભરાવા લાગ્યો. તેની આંગળીમાંથી ધડ્ધડ્ રક્તપ્રવાહ વહેવા લાગ્યો. ગૌતમે આ પ્રમાણે દુઃખનો અનુભવ લીધા પછી આંગળીએ ઔષધ ગોપડી પાટો બાંધી દીધો. તેણે હંસને ઉંચકી પુનઃ પોતાની છાતી સાથે દબાવ્યો. તેના હૃદયમાં હંસ પ્રત્યે અધિક દયા ઉત્પન્ન થઇ. તેના નેત્રમાંથી પુનઃ અશ્રુપાત થવા લાગ્યો. હંસને થતી વેદનાનો સૂક્ષ્મ વિચાર કરવા લાગ્યો. તે હંસને લઈ બગિચામાં આમતેમ ફરતો હતો, તેજ ક્ષણે એક મનુષ્ય તેની પાસે આવ્યો. તેણે તેને નમ્રતાપૂર્વક કહ્યું

"મહારાજ ! હું રાજકુમાર દેવદત્તનો નોકર છું. મ્હારા રાજકુમારે શિકાર કરી આ હંસને પૃથ્વી પર પટક્યો છે, તેથી એ હંસ ઉપર હવે દેવદત્તની સત્તા છે. રાજકુમાર દેવદત્તે આ હંસ પાછો મંગાવ્યો છે.'

દેવદત્ત એ શુદ્ધોદનના સગા રાજાનો પુત્ર હતો. શિકારની હોંસ પૂરી પાડવા તેણે એ હંસને બાણ માર્યું હતું. એ સાંભળી ગૌતમને ઘણું દુઃખ થયું. તેણે કહ્યું

"આ નિર્દોષ પ્રાણીનો વધ કરવાની દેવદત્તને શી સત્તા હતી ? તેને બાણ મારવાનો અપરાધ કર્યા પછી તે પ્રાણી ઉપર પોતાની સત્તા હોવાનો ન્યાય કેવો ? એમ છતાં પણ જો તે પ્રાણી મૃત્યુ પામ્યું હોત તો તે હું દેવદત્તને આપી દેત પરંતુ હંસ જીવિત છે તેથી દેવદત્તને તે માગવાનો અધિકાર નથી. કોઇપણ જીવિત પ્રાણી ઉપર ઈશ્વર સિવાય બીજા કોઈની સત્તા નથી."

ગૌતમનો ઉત્તર સાંભળી સેવક દેવદત્ત પાસે ગયો. તેણે સર્વ હકિગત નિવેદન કરી. ગૌતમનો ઉત્તર સાંભળી દેવદત્તને ઘણો ક્રોધ ચઢ્યો. તે ગૌતમ પાસે જઈ બોલ્યો

"સિદ્ધાર્થ ! ગૌતમ ! મ્હારો શિકાર મ્હને આપવો જોઇએ."

સિદ્ધાર્થે ઉત્તર દીધો

"હંસ હજી જીવે છે. હવે તે મૃત્યુવશ થાય એમ નથી, તેથી તે તમને માગવાનો અધિકાર નથી"

દેવદત્તે કહ્યું

"મ્હેં તેનો શિકાર કરી પૃથ્વીસાત કર્યો છે, તેથી તે તમારે મ્હને આપવો જ જોઇએ. જ્યાં સુધી તે આકાશમાં ઉડતો હતો ત્યાં સુધી તેના ઉપર કોઈની સત્તા ન હતી, પરંતુ મ્હેં તેને બાણ મારી પૃથ્વી ઉપર પાડ્યો છે, તેથી તેના ઉપર મારો અધિકાર છે પછી તે જીવિત હોય કે મૃત્યુવશ થયો હોય, તમારે મ્હને તે આપવો જ જોઈએ"

દેવદત્તના ઉદ્ધતાઈ ભરેલા શબ્દો સાંભળી સિદ્ધાર્થનું કોમળ હૃદય કમ્પાયમાન થયું તેણે કરુણ સ્વરે કહ્યું

"દેવદત્ત! આ ગરીબ પ્રાણીને થતા દુઃખનો અનુભવ તમે તમારા શરીરે અનુભવ્યા સિવાય જ તમે બોલો છો તેને જે દુઃખ થાય છે તે જો તમને થતું હોય તો તમે આવા નિષ્ઠુર, દયાહીન, શબ્દો કદી પણ બોલત નહિ મનુષ્યમાત્રમાં દયા અને પ્રેમ અધિક હોવા જોઈએ આ હંસનું દુઃખ જોઇને પ્રેમ અને દયાપૂર્વક સર્વ જગત્ ઉપર સત્તા ચલાવવાનો મ્હેં સંકલ્પ કર્યો છે તે જ કારણને લીધે આજે મ્હેં આ હંસને પ્રાણદાન આપી વેચાતો લીધો છે. કોઈ પણ પ્રાણીનો જીવ લેનાર કરતા તેના જીવનું રક્ષણ કરનારનો તેના ઉપર વિશેષ હક્ક છે હવે તમે જ કહો કે આ હંસ ઉપર તમારી સત્તા છે કે મ્હારી? તમે તેના પ્રાણ લેનાર છો. હું તેનો પ્રાણ બચાવનાર છું."

આ કરુણ રસપૂર્ણ અને યુક્તિપૂર્વક સંભાષણ સાંભળતા છતા

દેવદત્તના મન ઉપર તેની કાંઈ જ અસર થઈ નહિ, તે સમયે એવો નિયમ હતો કે જેનું બાણ જે કોઈપણ પશુપક્ષી ઉપર જઈ પડે તેના ઉપર તેની સત્તા રહેતી. એ દ્રષ્ટિએ જોતાં સિદ્ધાર્થનું કથન દેવદત્તને પસંદ પડ્યું નહિ. તેણે કહ્યું

"મ્હારા બાણ વડે હંસ ઘાયલ થયો છે માટે તેના ઉપર મ્હારો અધિકાર છે પ્રાણદાન આપનારની સત્તા અધિક એ સત્ય પરંતુ એ હંસને પ્રાણદાન આપવાનું તમને કોણે કહ્યું હતું?"

સિદ્ધાર્થે પોતાની શાંત વાણીમાં ઉત્તર દીધો

"મ્હારા મનોદેવતાએ મ્હને આજ્ઞા કરી હતી હંસનું એટલું બધું દુઃખ જોતા છતાં પણ જો તેના પ્રાણ બચાવવાનો મ્હેં પ્રયત્ન ન કર્યો હોત તો હું ઈશ્વરનો અપરાધી થાત. એટલું જ નહિ પણ હું મ્હને પોતાને મનુષ્ય કહેવડાવતા લજ્જા પામત વિચાર કરો કે તમારા ઉપર જ કોઈએ બાણ માર્યું અને હંસની પેઠે તમને ઘાયલ કર્યો હોય, તે સમયે હું તમારા સમક્ષ હોવા છતા તમને સહાય ન કરું તો તમને કેટલું દુઃખ થાય? એ પ્રમાણે જ આ હંસના જીવાત્માને દુઃખ થાય નહિં અને ઈશ્વર સમક્ષ મ્હારા વિરૂદ્ધ ફરિયાદ કરવાનો પ્રસંગ ન આવે તે માટે જ મ્હેં તેના પ્રાણનું રક્ષણ કર્યું છે મ્હારા સાંભળ્યા પ્રમાણે જો આ જગતમા સર્વ જીવાત્માઓ પ્રાણી માત્ર પ્રતિ એવું વર્તન રાખે તો આ જગતમાંથી હિંસા શબ્દનો નાશ થઈ જાય"

સિદ્ધાર્થનો અભિપ્રાય દેવદત્તને ગળે ઉતર્યો નહિ હંસ મારવાનો પોતાનો હક્ક તે જતો કરી શકે એમ ન હતું. અંતે તે બન્નેએ બેચાર વિદ્વાન પુરોહિત પાસે જઈ પોતાના વાદવિવાદનો નિર્ણય કરાવવાનો નિશ્ચય કર્યો. દેવદત્તે વિચાર્યું હતું કે પોતાની ઇચ્છા પ્રમાણે ન્યાય મળશે એ વિચારથી પસંદ કરેલ પુરોહિતોદ્વારા ન્યાય

કરાવવા ગયા. સર્વ પુરોહિતોએ બન્ને રાજકુમારનો સર્વ વૃત્તાંત સાંભળી સ્પષ્ટ અને નિષ્પક્ષપાતપણે ન્યાય આપ્યો કે: "હંસના પ્રાણ લેનાર કરતાં તેના પ્રાણનું રક્ષણ કરનારની જ તેના પર સત્તા છે."

પુરોહિતનો ન્યાય સાંભળી દેવદત્ત ચુપ થઈ ગયો. તે ચુપચુપ પોતાને ઘેર ચાલ્યો ગયો. સિદ્ધાર્થને પોતાની ઇચ્છા પ્રમાણે ન્યાય મળેલો જાણી અતિશય આનંદ થયો. આનંદવેશમાં તેણે હંસને પ્રેમપૂર્વક ખુબ પંપાળ્યો અને તેને ઉડાવી મૂક્યો. આ વખત હંસનું દુઃખ ઘણું ઓછું થયું હતું તેથી સિદ્ધાર્થના હાથમાંથી મુક્ત થતાં જ આનંદપૂર્વક કલરવ કરતો ઉંચે આકાશમાં ઉડી ગયો. હંસને પોતાના જાતિસમાજમાં ગયલો જોઈ સિદ્ધાર્થના અંતઃકરણમાં ઘણો સંતોષ થયો. જગતનું નિરીક્ષણ અને મનન કરી તે સુખશાંતિનો માર્ગ શોધતો હતો પરંતુ આજપર્યંત તેને સત્ય માર્ગ જડયો ન હતો, તેથી તે હંમેશાં ચિન્તાતુર જણાતો હતો. શુદ્ધોદન અને પ્રજાવતી તેની ચિન્તાનું કારણ વારંવાર પૂછતાં પરંતુ, તે કારણ સિદ્ધાર્થ પોતે જ સમજતો ન હતો. તેથી તે તેમને એટલો જ ઉત્તર દેતો કે "મ્હને કાંઇ પણ ચિન્તા નથી."

આજે તેની તે સ્થિતિ એકદમ બદલાઈ ગઇ. પોતાના અસંતોષનું કારણ સમજાયું અને પ્રાણી માત્ર પર દયા કર્યા સિવાય આત્માને આનંદ અને સંતોષ થશે નહિ; એવી તેના મનની સંપૂર્ણ ખાત્રી થઈ.

સિદ્ધાર્થ રાજપુત્ર હતો, તેમ છતાં તે પોતાને રાજપુત્ર સમજતો ન હતો. સર્વ પ્રકારનાં રાજ્યૈશ્વર્ય તેને અનુકૂળ હતાં, તેમ છતાં તેનો ઉપભોગ કરવાનો વિચાર તેના મનમાં કદી પ્રવેશ કરતો નહિ. રાજ્યૈશ્વર્યનું તેને અભિમાન જ ન હતું. અનંત બ્રહ્માણ્ડ નાયકે નિર્માણ કરેલાં અનંત પ્રાણીમાંનું એક પ્રાણી તે પોતાને

સમજતો હતો, પરંતુ ઇશ્વરે બીજાં પ્રાણીઓ કરતાં વિશ્વ સંબંધી વિચાર કરવાનું મનુષ્યને અધિક બુદ્ધિ-સામર્થ્ય આપ્યું છે તે દૃષ્ટિએ જોતાં ઇશ્વરે મનુષ્ય પર વધારે જવાબદારી લાધી છે એવું તે સમજતો હતો. એ જવાબદારી કયા પ્રકારની છે તેનો ઉકેલ અદ્યાપિપર્યંત તેને સમજતો ન હતો. કોઈ વખત વિદ્વાન્ અને જ્ઞાની પુરુષો-દ્વારા તે સમજવાનો વિચાર કરતો હતો પરંતુ તે જેને વિદ્વાન્ અને બુદ્ધિમાન માનતો તેને માટે થોડા સમયમાં જ તેના મનમાં તિરસ્કાર ઉત્પન્ન થતો. કોઈ વિદ્વાન અને જ્ઞાની પુરૂષનું તે નામ સાંભળતો કે તુર્ત જ તેને મળવાનો વિચાર કરતો. પરંતુ થોડા સમયમાં જ તે વિદ્વાનનું વર્તન એવું જણાતું કે: ઇતર સર્વ પ્રાણી, વિશ્વ અને વિશ્વનાથ સંબંધી તે જ્ઞાનીને કાંઇપણ જ્ઞાન જ નથી એવી સિદ્ધાર્થના મનમાં કલ્પના થતી તેથી તે નિરાશ થઈ સ્વગૃહે પાછો ફરતો. ઇશ્વરે મનુષ્ય પ્રાણીને અને મ્હને શા માટે નિર્માણ કર્યો છે, મ્હારે જગત્માં કયું કાર્ય કરવાનું છે એજ ચિન્તનમાં સિદ્ધાર્થ ચિન્તાતુર હતો. એ વિષય પર તે નિત્ય વિચાર કરતો હતો. આહાર, નિદ્રા અને પ્રજોત્પત્તિ કરવી એ તો પશુઓને માટે પણ નિર્માણ થયું છે. આપણે મનુષ્યો પણ તે જ કારણ માટે જન્મ્યા હોઈએ તો મનુષ્ય અને પશુપક્ષીમાં ભેદ શો ? આ સંબંધી તેના મનમાં વારંવાર વિચાર ઉત્પન્ન થતા. સિદ્ધાર્થને હમેશાં વિચારમગ્ન જોઇ શુદ્ધોદનને ઘણી ચિન્તા થતી હતી. પોતાનો એકનો એક પુત્ર સુખોપભોગ સંબંધી આ પ્રમાણે ઉદાસિન રહે એ જોઈ રાજાને પૂર્વની ભવિષ્યવાણીનું વારંવાર સ્મરણ થતું. "ગૌતમ સાર્વભૌમ રાજા થશે કિંવા સર્વજન-સંગ પરિત્યાગ કરી અરણ્યમાં ચાલ્યો જશે." એ ભવિષ્યવાણીનું સ્મરણ થતાંજ શુદ્ધોદનને સર્વત્ર અંધકાર જણાવા લાગ્યો. જે પુત્રને માટે તે આટલી મ્હોટી સામ્રાજ્યનીકા વહન કરી રહ્યો છે, તે જ પુત્ર આપણો ત્યાગ કરી જશે તો મ્હારી રાજ્યનીકા ભયંકર જળપ્રવાહમાં સપડાઈ કોઈ બીજા માર્ગે વહન થઈ જશે,

એવો તેને ભય ઉત્પન્ન થયો. શુદ્ધોદને ઘણો વિચાર કર્યા પછી નિશ્ચય કર્યો કે; યુક્તિપ્રયુક્તિથી ગૌતમને સુખવૈભવનો નાદ લગાડી તેનું મન સુખસમ્પત્તિના ઉપભોગમાં ગુંથી રાખવું જોઇએ. તેમ કરવાથી તેના મનમાં વૈરાગ્યના વિચાર ધીમે ધીમે નાશ પામશે. અંતે તે કોઇ એક દિવસ પણ વિલાસી જીવન ગાળશે. ધીમે ધીમે એ ઉદ્યોગ કરવો આવશ્યક છે.

રાજા શુદ્ધોદને પ્રતિદિન સાયંકાળને સમયે સિદ્ધાર્થને પોતાની સાથે ઘોડેસ્વાર થઇ સહેલ કરવા લઈ જવાનો નિશ્ચય કર્યો અને તેજ દિવસથી સિદ્ધાર્થને દૂર લઇ જવાનું શરૂ કર્યું.

શુદ્ધોદને પોતાનો ઉદ્યોગ શરૂ કર્યો તે સમયે વસંત ઋતુ શરૂ થઇ હતી. સૃષ્ટિસૌંદર્ય વૃદ્ધિગંત થતું હોવાથી શુદ્ધોદને સિદ્ધાર્થને સુંદર સુંદર ઉપવનોમાં લઈ જઈ તેના મનને આનંદ આપવાનો પ્રયત્ન કર્યો. એક દિવસ પિતા-પુત્ર બન્ને ઘોડેસ્વાર થઇ સૃષ્ટિસૌંદર્ય નિહાળતા સહેલ કરી રહ્યા હતા. શુદ્ધોદને સિદ્ધાર્થને કહ્યું:

"સિદ્ધાર્થ! આ વિશાળ ભૂપ્રદેશ જોયો? અસંખ્ય વૃક્ષોથી શોભતાં આ અરણ્ય, પ્રચંડ સર્પની પેઠે વહન થઈ રહેલી નદીઓ, યોગિ મહાત્માઓની પેઠે શાંતસમાધિ ચઢાવીને બેઠેલા આ પર્વત અને વિપુલ ધાન્ય પ્રસવનાર આ ભૂમિ! મ્હારા પછી એ સર્વ ઉપર ત્હારી જ સત્તા છે. આજે પણ એ સર્વનો માલિક તું જ છે!"

પિતાએ પુત્રને વૈભવનો લોભ બતાવ્યો, પરંતુ સિદ્ધાર્થના મન ઉપર તે શબ્દોની ઉલટી જ અસર થઈ. ઉંચા તાડ વૃક્ષો પર જોરથી પવન વહન થતો હોવાથી તેમાંથી એક પ્રકારનો અવાજ નિકળતો હતો. સૃષ્ટિસૌંદર્યની દષ્ટિએ તે કંઇંક મનોહર હતો છતાં તે અવાજમાં પણ ગૂઢ તત્ત્વ સમાયલું છે એમ સિદ્ધાર્થને લાગ્યું. તે અવાજમાં મંત્રની પેઠે દિવ્ય શબ્દ હોવાથી તે આપણને સચેતન

કરે છે એમ સિધ્ધાર્થને સમજાયું. શુકસારિકાદિ પક્ષીઓનાં કલરવ મધુર છે પરંતુ તે મધુર સ્વરમાં પણ મનુષ્યને જાગ્રત કરનાર કાંઇ શક્તિ છે એવો સિધ્ધાર્થને વિચાર આવ્યો.

સિધ્ધાર્થ અને શુધ્ધોદન રસ્તો પસાર કરતાં હતા એટલામાં એક નદી આડી આવી. તે નદી ઉચ્ચ ગિરિશૃંગ ઉપરથી વહન થતી હોવાથી ખલ ખલ નાદ સંભળાતો હતો. તે જળપ્રવાહનો આનંદ જોવા સિદ્ધાર્થ ત્યાં થોડીવાર થોભ્યો. નદીનો પ્રવાહ અને ખલ ખલ નાદને ક્ષણની પણ વિશ્રાંતિ ન હતી. એ જોઇ તેના મનમાં વિચાર ઉત્પન્ન થયો કે " હે પ્રકૃતિ શૂન્ય જલ પ્રવાહ ! ત્હને અંતઃકરણ નથી તેમ છતાં ત્હને વાચા તો છેજ. ત્હારા એ શબ્દો મ્હારા જેવા મનુષ્યના અંતઃકરણ પર કેવો પ્રભાવ ઉત્પન્ન કરે છે ! ત્હને ક્ષણની વિશ્રાંતિ નથી. ત્હને યત્કિંચિત્ આળસ નથી. જગતના કલ્યાણ માટે ત્હેં ત્હારો દેહ સમર્પણ કર્યો છે અને અમે બુદ્દિમાન મનુષ્ય ! સ્વાર્થ સિવાય, સ્વતનાં સુખ સિવાય અને સ્વતઃનાં ઐશ્વર્ય ઉપભોગ સિવાય બીજું કાંઇપણ જાણતાંજ નથી. ધિક્કાર છે એવાં મનુષ્યોને !

મનમાં વિચાર કરતાં કરતાં સિદ્ધાર્થે પોતાનો ઘોડો પિતાની પાછળ નદીમાં ઉતાર્યો. પિતાપુત્ર બન્ને નદીને પેલે પાર ચાલ્યા ગયા.

નદીને પેલે પાર સૃષ્ટિ સૌંદર્ય અતિ અવર્ણનીય હતું. વૃક્ષ, પુષ્પ અને વૃક્ષોનાં ઝુંડ ને ઝુંડ હતાં. થોડો વખત વિશ્રાંતિ લેવા માટે પિતાપુત્રે પોતાના ઘોડાને છુટા મૂકયા અને બન્ને પગે ચાલતા એક સરોવરને કિનારે ઉભા રહી ત્યાંની શોભા--સુંદરતા નિહાળવા લાગ્યા. વચમાં વચમાં શુદ્ધોદન આસપાસનો ભૂમિ ભાગ આંગળી વડે બતાવી કહેતા કે: " સિદ્ધાર્થ ! આ સર્વ ભૂમિ ત્હારી માલિકીનીજ છે." પરંતુ એ વૈભવ લાલસાએ સિદ્ધાર્થના અંતઃકરણને સ્પર્શ કર્યો

નહિ. સૃષ્ટિ સુંદરીનું નૈસર્ગિક દૃશ્ય જોઇ તે મનમાંજ બોલ્યો કે: "હું એક ક્ષુદ્ર પ્રાણી ! આ ભૂમિ પર મ્હારો અધિકાર શો ? ઇશ્વરે આવી મ્હોટી વિશાળ સૃષ્ટિ બનાવી છે તે કોઇ એક મનુષ્યને માટે હોય જ નહિ. જેના પર સર્વ જીવાત્માનો અધિકાર છે, તે મ્હારી છે એમ કહેવાય જ કેમ ?"

સિદ્ધાર્થ વિચાર નિમગ્ન થઇ એક વૃક્ષની છાંયામાં બેઠો અને પોતાના જીવન—ઉદ્દેશ્યનો વિચાર કરવા લાગ્યો. તેજ સમયે એક આશ્ચર્યકારક બનાવ તેના જોવામાં આવ્યો. સરોવરને કાંઠે એક સૂક્ષ્મ કીટક પોતાનું ભક્ષ્ય શોધતો હતો એટલામાં એક મ્હોટો કીટક આવ્યો. તે સૂક્ષ્મ કીટકનો ભક્ષ્ય કર્યો. એટલામાં એક ન્હાનું પક્ષી આવ્યું તેણે મ્હોટા કીટકને ચાંચમાં ધાલી ઉંચે ઉડી ગયું, એટલામાં જ એક મ્હોટું પક્ષી આવ્યું તે ન્હાના પક્ષીનો ભક્ષ્ય કરવા તેની પાછળ પડયું. ન્હાનું પક્ષી ગભરાયુ, તેની ચાંચમાંથી કીટક સરોવરમાં પડી ગયો, એટલામાં સરોવરમાંથી એક મત્સ્યે કુદકો મારી પેલા કીટકનો ભક્ષ્ય કર્યો. પેલા મ્હોટા પક્ષીએ પણ ન્હાના પક્ષીનો ભક્ષ્ય કરવાનો આરંભ કર્યો.

એ દૃશ્ય જોઈ સિદ્ધાર્થના મનમાં વિચક્ષણ દુઃખ ઉત્પન્ન થયું. પૃથ્વી પર, આકાશમાં અને જળમાં, જ્યાં જૂવો ત્યાં હત્યા સિવાય બીજું કાંઇ જ નથી. તેના અંતઃકરણમાં અતિશય કષ્ટ થયું. તેનું હૃદય ચૂર્ણવિચૂર્ણ થવા લાગ્યું !

" ન્હાનાં પ્રાણીઓનો ભક્ષ્ય કરી મ્હોટાં પ્રાણીઓએ ઉદર-નિર્વાહ કરવો એજ જો સૃષ્ટિક્રમ હોય તો હે પ્રભો ! ત્હેં મ્હને સૃષ્ટિમાં નિરર્થક જન્મ આપ્યો છે."

એમ કહી સિદ્ધાર્થ અશ્રુપાત કરવા લાગ્યો. નેત્રમાંથી અશ્રુપાત કરતો કરતો તે સૃષ્ટિસૌંદર્ય નિહાળતો બોલવા લાગ્યો " માતા વસુ-

ધરા! આવું હત્યા-દશ્ય બનાવવા માટેજ તમે મ્હને તમારા ખોળામાં ધારણ કરી રહ્યાં છો? જો તેમજ હોય તો હે પૃથ્વીમાતા! તમારા બે વિભાગ થઈ જાઓ. હું તમારા ગર્ભમાં સમાઈ જઈશ. હું પૂર્વે જ્યાં હતો ત્યાં મ્હને મુકી દ્યો અથવા પ્રાણી માત્રના અંતઃકરણમાંથી નિર્દયતા દૂર કરો."

એમ કહી સિદ્ધાર્થે એક વૃક્ષની નજીક પડેલા પત્થર ઉપર પોતાનું મસ્તક મૂક્યું. તેણે જે દશ્ય જોયું હતું તેના વિચારમાં તે એટલો બધો નિમગ્ન થયો હતો કે જાણે તે એક બીજો સ્થિર, ચૈતન્યહીન પાષાણખંડ હોય તેવો જણાવા લાગ્યો.

આ સમયે શુદ્ધોદન સરોવરને કાંઠે કાંઠે ફરતાં ઘણો દૂર નિકળી ગયો હતો. તેણે પાછું વાળીને જોયું તો સિદ્ધાર્થને એક પત્થર પર મસ્તક મુકી બેઠેલો જોયો. સખ્ત ગરમીમાં હવા ખાતાં ખાતાં સિદ્ધાર્થને થાક લાગ્યો હોવાથી તે વિશ્રાંતિ લેતો હશે એમ સમજી શુદ્ધોદન પાછો ફર્યો. સિદ્ધાર્થની નજીક આવતાં તેને કાંઈ વિચિત્રતા જણાઈ. સિદ્ધાર્થનું મુખ ગંભીર, ચિંતાતુર અને નેત્રમાંથી અશ્રુધારા વહન થઈ રહી હતી. અશ્રુધારા પત્થર પર પડવાથી તે ભીંજાઈ ગયો હતો! એ જોઈ શુદ્ધોદન ચિંતાતુર થયા. તેમની મુખમુદ્રા સુકાઈ ગઈ. શુદ્ધોદનની ચિંતા અને સિદ્ધાર્થની ચિંતા જૂદા જૂદા પ્રકારની હતી. સૃષ્ટિમાંથી નિર્દયતા કેવી રીતે નિર્મૂળ થાય એ ચિંતામાં એક યુવક ગાંડો બન્યો હતો ત્યારે બીજો મનુષ્ય સિદ્ધાર્થનું એ ગાંડપણ કેવી રીતે દૂર કરી શકાય તે ચિંતામાં વિહ્વળ થયો હતો.

સિદ્ધાર્થની એ સ્થીતિ જોઈ શુદ્ધોદનના નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહન થઈ પૃથ્વી પલાળવા લાગ્યો. એક મનુષ્ય પ્રાણી માત્રના સુખ માટે, જીવ માત્રના કલ્યાણ માટે અશ્રુપાત કરી રહ્યો છે ત્યારે બીજો મનુષ્ય કેવળ પોતાના સ્વાર્થ સાધન માટે અશ્રુપ્રવાહ વહેવડાવે છે! શુદ્ધોદન મસ્તકે હાથ ટેકવી બોલ્યોઃ

"જે સિદ્ધાર્થને માટે સામ્રાજ્ય વિસ્તાર કર્યો છે તેજ સિદ્ધાર્થ સામ્રાજ્યને તિલાંજલિ આપી એક પર્ણકુટીરને જ રાજમહેલ સમજશે એમ જણાય છે."

થોડો સમય વિચાર કર્યા પછી શુદ્ધોદને કહ્યું:

"સિદ્ધાર્થ! ઉઠ! હવે આપણે સરોવરની પેલી બાજુએ આપણા નગરમાં જઈએ."

પિતાના શબ્દો સાંભળી સિદ્ધાર્થ જાણે નિદ્રામાંથી ઝબકી ઉઠયો તે ઘોડેશ્વાર થઈ પિતાની પાછળ પાછળ ચાલવા લાગ્યો. માર્ગમાં ચાલતાં શુદ્ધોદને જૂદી જૂદી વાતો કરી સામ્રાજ્ય સુખનુ મહત્વ સિદ્ધાર્થને સમજાવ્યું. સિદ્ધાર્થ તે લક્ષ્યપૂર્વક સાંભળતો હતો પરંતુ પિતાના કથનનું તાત્પર્ય તેના મન પર કોઈ જૂદા પ્રકારનું જ પ્રતિબિંબ પાડતું હતુ તેણે પિતાને ઉત્તર દીધો

"પિતાજી! તમે જે સામ્રાજ્ય સુખની સ્તુતિ કરો છો તે શુ આ સુંદર વનપ્રદેશમાથી મળે એમ છે કે? તમારૂં સુખ જેમાં સમાયલુ છે તે પૈસા, વસ્ત્ર વગેરે અહીં કાઈજ જણાતું નથી. અહીં તો સર્વત્ર મ્હોટાં વૃક્ષ, નદી, સરોવર અને પર્વત દૃષ્ટિએ જોવામાં આવે છે ત્યારે તમારા આવા મ્હોટા રાજ્ય કાર્યભારમા દ્રવ્ય પ્રાપ્તિનુ મુખ્ય સાધન કયું છે તે મ્હને કહો."

સિદ્ધાર્થના એ શબ્દોમાં કેવો ગંભીર અર્થ સમાયલો હતો તે શુદ્ધોદનના લક્ષ્યમાં આવ્યું નહિ રાજ્ય ચલાવવાનો પ્રચંડ ખર્ચ કયાથી આવે છે તેજ સિદ્ધાર્થનો પ્રશ્ન સમજી તેણે ઉત્તર દીધો

"સિદ્ધાર્થ! સામ્રાજ્યનું ગાડું ચલાવવા માટે જે દ્રવ્યની આવશ્યકતા છે તે પ્રજા પર જૂદા જૂદા પ્રકારના કર નાખી ઉત્પન્ન

કરવું પડે છે. વિશેષ કરીને પુષ્કળ દ્રવ્ય તો ખેડુતો પાસેથી મળે છે."

સિદ્ધાર્થે પ્રશ્ન કર્યો:

"ખેડુતો તે પૈસા ક્યાંથી લાવે છે?"

"ખેડુતો પોતાના ખેતરમાં અનાજ વાવે છે, તેમ કરવાથી તેમને પુષ્કળ અનાજ મળે છે. તે બજારમાં વેચી-કેટલુંક દ્રવ્ય રાજાને આપે છે અને વધેલું દ્રવ્ય પોતાના ઉદરનિર્વાહ માટે તેઓ રાખે છે." શુદ્ધોદને ઉત્તર આપ્યો.

સિદ્ધાર્થે કહ્યું.

"પિતાજી! ખેડુતો પોતાના ખેતરોમાં કેવી રીતે ખેતી કરે છે તે જોવા મ્હને લઇ જાઓ."

શુદ્ધોદને પુત્રની માગણી કબુલ કરી, નગરમાં નહિ જતાં તેણે પોતાનો ઘોડો ખેતીની જમીન તરફ વાળ્યો. સિદ્ધાર્થ પણ પિતાની પાછળ ચાલ્યો. થોડીવારમાં જ ખેડુતો પોતાના ખેતરમાં કામ કરતા હતા ત્યાં તેઓ આવી પહોંચ્યા. સિદ્ધાર્થ ખેડુતોનું ખેતીકાર્ય જોવા લાગ્યો. આ સમયે વસંતઋતુના છેવટના દિવસ હતા તેથી સંખ્યાબંધ ખેડુતો અનેક મજુરો સહિત ખેતરો સાફ કરવાના કામમા ગુંથાયા હતા. સખ્ત તાપ પડતો હતો. તેમના શરીરમાંથી પરસેવાના રેલેરેલ નિકળતા હતા. તેઓ હદ ઉપરાંત પરિશ્રમ કરી રહ્યા હતા. એક ખેડુત જમીન ખેડતો હતો તેના તરફ આંગળી બતાવી શુદ્ધોદને કહ્યું.

"સિદ્ધાર્થ! પેલા ખેડુત તરફ દૃષ્ટિ ફેરવ. તે કેવો પરિશ્રમ કરી રહ્યો છે. તે ખેડુત ત્હને ઓળખતો નથી છતાં જાણે છે કે તે પોતાના રાજા માટે પરિશ્રમ કરી રહ્યો છે. એ પરથી ત્હારા

ભાગ્યનો વિચાર કર. આવા પાંચ દશ ખેડુત નથી પણ લાખો ખેડુતો ત્હારે માટે પુષ્કળ પરિશ્રમ કરી રહ્યા છે. રાજાની સત્તા તે એજ. મ્હારી પાછળ આ સર્વ મનુષ્યો પર ત્હારી સત્તા થશે."

"લાખો ખેડુતો મ્હારા સુખને માટે પરિશ્રમ કરે છે." એવી ભાવના સિદ્ધાર્થના મનમાં ઠસાવી સામ્રાજ્યના વૈભવ માટે તેનામાં અભિમાન ઉત્પન્ન કરવાનો શુદ્ધોદનનો હેતુ હતો; પરંતુ સિદ્ધાર્થના અંતઃકરણમાં બીજાજ વિચાર ઉત્પન્ન થયા. જે ખેડુતની પાસે તેઓ ઉભા હતા તેણે શરીર પર ફાટલાંતુટલાં વસ્ત્રો પહેર્યાં હતાં. સખ્ત તાપ સહન કરીને પણ તે ખેતર ખેડી રહ્યો હતો. તેના શરીરમાંથી પરસેવાની ધારાઓ છુટી રહી હતી. હળને જોડેલા બળદો નિર્બળ હોવાથી ઘણા કષ્ટથી તેઓ હળ ખેંચતા હતા. બિચારા બળદો થાકીને ઉભા રહેતા ત્યારે ખેડુત પોતાના હાથમાંનો લાકડીનો પરોણો મારતો અને પરોણાની અણી તેના શરીરમાં ઘોચતો હતો; તેથી બળદોના શરીરમાંથી લોહીની ધારા નિકળતી. એ જોતાં જ સિદ્ધાર્થનું અંતઃકરણ પીગળી ગયું. તેણે મનમાંજ વિચાર્યું. "આ ખેડુત ઉન્હાળાનો સખ્ત તાપ સહન કરી, આટલું કષ્ટ વેઠી ખેતી કરે છે તે શા માટે? તે પોતાના રાજાના સુખને માટે જ? જે મુંગા પ્રાણીઓને વાચા નથી, પોતાનો ખોરાક મેળવવા જે સ્વતંત્ર નથી, તે બળદો તીક્ષ્ણ અણીવાળા પરોણાનો માર શા માટે સહન કરે છે? શું તે રાજાના સુખને માટે? હાય! રાજાના સુખમાં આટલી બધી નિર્દયતા સમાયલી છે તે સુખને ધિક્કાર હજો? પ્રભો! તમે મ્હને કદી પણ રાજા બનાવશો નહિ. સ્વપ્નમાં પણ મ્હને રાજ્યના સિંહાસન પર બેસાડશો નહિ. રાજાને બદલે તમે મ્હને ખેડુત બનાવજો એટલે રાજ્યકર ભરવા માટે કેટલો અમાનુષી શ્રમ કરવો પડે છે તેનું મ્હને અનુભવસિદ્ધ જ્ઞાન થાય. અથવા મ્હને બળદ બનાવજો એટલે રાજાના સુખની લાકડીઓ મ્હારા બરડા પર પડે અને લાકડીઓના મારનું

કેવું સુખ હોય છે તેનો મ્હને અનુભવ થાય. હે દયાનિધિ ભગવન્! તમારા રાજ્યમા આટલો બધો પક્ષપાત? સુખદુઃખની આવી વિચિત્ર વહેંચણી? પરંતુ એમા તમારો શો દોષ? એ સર્વ તો સુખોપભોગના લોભી અમે મનુષ્યોએ રચેલો ખેલ જ છે! નિર્દય મનુષ્યો! ધિક્કાર છે તમને!"

આ પ્રમાણે વિચાર કરતો સિદ્ધાર્થ પોતાના પિતા સાથે કપિલવસ્તુ નગરીમા આવી પહોંચ્યો



# પ્રકરણ ત્રીજું.

## વિલાસભવન કે કારાગ્રહ!

संपत्सु महतां चित्तं भवत्युत्पलकोमलम् ।
आपत्सु च महाशैलशिला संघातकर्कशम् ॥

રાજા શુદ્ધોદન, રાજસુખ ઉપભોગ કરવાનો લોભ લાગે તે માટે સિદ્ધાર્થને અરણ્યનું સૃષ્ટિ સૌંદર્ય બતાવવા લઇ ગયો પરંતુ સિદ્ધાર્થે જે જે કાંઇ અવલોકન કર્યું તેથી તેના મનમાં વિલાસ વૈભવ ઉપભોગનો લોભ અને લાલચ થવાને બદલે તે સુખ પ્રત્યે તેને તિરસ્કાર જ ઉત્પન્ન થયો ' પૃથ્વી, આકાશ અને જળમાં જ્યાં જ્યા તેની દ્રષ્ટિ ગઇ ત્યાં તેને માત્ર जीवो जीवस्य जीवनम् એ ન્યાય પ્રમાણે સૃષ્ટિ કાર્ય ચાલતુ જોઇ તેના મનમાં વિશેષ ખિન્નતા વ્યાપ્ત થઇ હતી એટલામાં જ ખેડુતોના જીવનકલહનું દ્રશ્ય સિદ્ધાર્થના જોવામાં આવ્યું. પોતાના રાજ્યભંડારની વિશાળતા દર્શાવવા શુદ્ધોદન અભિમાનપૂર્વક વર્ણન કરતો હતો ત્યારે " ખેડુ-

સુખપૂર્વક રહેવા માટે લાકડાનો, બીજો ઉન્હાળાના દિવસોમાં ઉપયોગી થાય તે માટે આરસપહાણનો અને ત્રીજો ચોમાસામાં ઉપયોગી થઈ પડે તે માટે ઈંટના કટકાનો બાંધવાનું કામ ચાલતું હતું. મહેલ બાંધવાના કામ માટે લાખો કારીગરોને રોકેલા હોવાથી જેમ રાક્ષસો પોતાની માયાદ્વારા એક જ દિવસમાં મ્હોટાં મ્હોટાં નગર તૈયાર કરે છે, તેમ ત્રણે રાજમહેલ એક બે મહિનામાં જ તૈયાર થઈ ગયા. પ્રત્યેક મહેલની આસપાસ ઋતુને શોભે એવા બગિચા અને ક્રીડા સ્થળ તૈયાર કર્યાં હતાં. ન્હાનાં ન્હાનાં સરોવર, ધીમા પ્રવાહથી વહેતા ઝર્ ઝર્ કરતા સુંદર જળના ઝરા અને આકાશ પર્યંત ઉડતા ફુવારા વગેરે અનેક સુંદર દેખાવને લીધે રાજા શુદ્ધોદનની રાજધાનીમાં તે ત્રણે મહેલ પ્રેક્ષકોને જોવાની સામગ્રીરૂપ હતા. લાકડાના મહેલનું નામ શુભ, આરસપહાણના મહેલનું નામ સુરમ્ય અને ઈંટના મહેલનું નામ રમ્ય કહેવામાં આવતું. મહેલનું કામ પૂર્ણ થયા પછી રાજા શુદ્ધોદને તેમાં અનેક વિલાસ સામગ્રી ગોઠવવાની વ્યવસ્થા કરી. જ્યોતિષીઓને પૂછી શુભ દિવસ અને શુભ મુહૂર્તમાં તે ત્રણે રાજમહેલ સિદ્ધાર્થને સ્વાધિન કર્યાં. તે દિવસે નગરજનોએ મ્હોટો ઉત્સવ કર્યો. રાજાએ પણ રાજ્યમાં મ્હોટી ધામધૂમ કરી. રાજમહેલમાં પ્રવેશ કરતી વખત રાજાએ સિદ્ધાર્થને કહ્યું:

" સિદ્ધાર્થ ! તરુણાવસ્થામાં સ્વતંત્રતાપૂર્વક નિવાસ કરવાની મનુષ્યને ઈચ્છા થાય એ સ્વાભાવિક છે. તું પણ હવે તરુણ થયો છે. ત્હારી ઈચ્છા પ્રમાણે તું સ્વતંત્ર રીતે રહી શકે માટે જ મ્હેં આ ત્રણ મહેલ તૈયાર કરાવ્યા છે. આ મહેલમાં ત્હારા સુખનાં સર્વ સાધનોની વ્યવસ્થા કરી છે, માટે હવે તું એમાં સુખ ઉપભોગ કરી આનંદમાં રહેજે અને એ મહેલમાં જે વયોવૃદ્ધ ગુરુજન છે તેમની પાસેથી રાજ્ય કાર્યભાર ચલાવવાનું શિક્ષણ પ્રાપ્ત કરજે."

સિદ્ધાર્થે પિતાની આજ્ઞા શિરસાવંદ્ય કરી. તેજ દિવસથી તે

મહેલમાં તેણે નિવાસ કર્યો. સિદ્ધાર્થને આનંદ આપવા, તેને રાજ્ય કાર્યભારનું શિક્ષણ આપવા અને તેની સેવા માટે જેટલાં મનુષ્યો રાજમહેલમાં રાખ્યાં હતાં તેને રાજાએ ચેતવણી આપી હતી કે: " સિદ્ધાર્થના અંતઃકરણમાં ઉદાસિનતા, ઉદ્વેગ કિંવા દુઃખ ઉત્પન્ન થાય એવો કોઇ પણ બનાવ બનવા દેશો નહિ. " રાજસેવકો શુદ્ધોદનની આજ્ઞા પ્રમાણે વર્તવાનો અહર્નિશ પ્રયત્ન કરતા હતા. સિદ્ધાર્થનું મન સતત વૈભવ-વિલાસમાં ગુંથાઈ રહે તેવા સર્વ પ્રયત્નો થઈ રહ્યા હતા. નાના પ્રકારની રમત ગમત, અનેક પ્રકારનાં સુંદર વાજીંત્ર અને વિધવિધ પ્રકારનો મનોહર વાર્તાલાપ કરવામાં સિદ્ધાર્થનો સમય વ્યતીત થાય તેની રાજસેવકો કાળજી રાખતા હતા. આ સમયે જો કોઇ સામાન્ય મનુષ્ય હોત તો તે ક્યારનોએ વિલાસ-વૈભવનાં વ્યસનમાં ગાંડો થઈ ગયો હોત અને તે જગતને ભૂલી ગયો હોત પરંતુ સિદ્ધાર્થનું મન તો મેરૂ પર્વત જેવું અચળ હતું. તેના અંતઃકરણમાં તો જે વિચારના ઝરણો સ્ફૂર્યાં હતાં અને જે વિચાર જાગૃત થયા હતા તે સહજે દૂર થાય તેમ ન હતું. ગમે તેટલી વિલાસ સામગ્રી તેની દ્રષ્ટિ સમીપ ઉપસ્થિત હોય તો પણ તેનું ચિત્ત જરા પણ ચળાયમાન થાય તેમ ન હતું. વિલાસ-વૈભવના વિંઝણાએ તે વૈભવ સામગ્રીદ્વારા તેના વિચારને વેગ આપ્યો નહિ. જગતમાંથી નિર્દયતાનો નાશ કરવાનો તેનો સંકલ્પ ઉપરોક્ત મોહપાશથી તુટયો નહિ. ઉલટું તે રાજમહેલોમાં નિત્ય એવા બનાવ બનતા કે જેથી સિદ્ધાર્થનું મન અધિક સાવચેત થતું.

એક દિવસ તે બગિચાના સરોવર કાંઠે બેસી સમાન વયના મિત્રો સાથે વાર્તાલાપ કરતો હતો. એટલામાં આકાશમાં એક કાળી વાદળી જોવામાં આવી. તે સૂર્ય મંડળ ઉપર આવી તેથી સરોવરમાંનું સૂર્ય-પ્રતિબિંબ નાશ પામ્યું અને સ્વચ્છ જળ ભરેલું સરોવર કાળા રંગનું જણાવા લાગ્યું. સિદ્ધાર્થના મિત્રોના મન પર તેની કાંઈ જ

અસર થઈ નહિ પરંતુ તેનું હાસ્યભરિત મુખ મ્લાન થઈ ગયું. તેના મનમાં ઉદ્વિગ્નતા ઉત્પન્ન થઈ. તેણે મિત્રને કહ્યુ·

"મિત્ર! સરોવરમાં જણાતું સૂર્ય બિંબ કયાં અદૃશ્ય થયું?"

"મહારાજ! સૂર્ય ઉપર વાદળ આવવાથી તે નાશ પામ્યું." મિત્રે ઉત્તર દીધો

સિદ્ધાર્થે એક દીર્ઘ નિશ્વાસ મૂકી કહ્યું

"મિત્ર! આપણા માનસ સરોવર પર પણ એવાં જ કાળાં વાદળ આવે છે અને તેમાં સૂર્યના જેવા સદ્‌ગુણાદિ બિંબ પડેલાં હોય છે તે નાશ પામે છે. મ્હારા માનસ–સરોવર પર પ્રકાશિત થયલાં તે પ્રતિબિંબનો નાશ કરવા તે કાળા વાદળનું કાર્ય તમે કરી રહ્યા છો કેમ?"

સિદ્ધાર્થના મિત્રોએ તેનો પ્રતિ ઉત્તર આપ્યો નહિ. તેના મનમાં ઉદય પામેલા વિચાર બદલવા માટે મિત્રોએ વાર્તાનું સ્વરૂપ બદલ્યું અને જૂદા પ્રકારનો જ વાર્તાલાપ શરૂ કર્યો.

ઉપર કહ્યા પ્રમાણે બે ચાર દિવસે એકાદ એવો જ બનાવ બનતો. તે શુદ્ધોદનના જાણવામાં આવતાં જ તેનો જીવ ઉથલપાથલ થતો. સિદ્ધાર્થના મિત્રદ્વારા શુદ્ધોદને સાંભળ્યું કે તેનું મન વિષય–વિષ તરફ પ્રેરવા તેઓ પ્રયત્ન કરે છે પરંતુ તે તો વિશેષ ઉદાસીન થતો જાય છે. ત્યારે શુદ્ધોદનને વિશેષ ચિન્તા ઉત્પન્ન થઈ. તેણે પોતાના હિતચિંતક મંત્રીઓને બોલાવ્યા અને ભાવિ સંકટમાથી કેવી રીતે મુક્ત થવું તે પૂછ્યું. રાજા શુદ્ધોદને કરૂણ સ્વરે યાચકવૃત્તિથી મુખ્ય મંત્રીને પૂછ્યું

"પ્રધાન! આ સમયે હું કેવા વિકટ સંકટમાં ઘેરાયો છું તે

તમો જાણો છો. રાજકુમાર સિદ્ધાર્થે મ્હારૂં રાજ્ય સ્વિકારવું એ મ્હારી ઈચ્છા છે. તે રાજા થવાને યોગ્ય છે. તેનું સુકોમળ મુખ, તેની ધીરતા વગેરે રાજ્ય ઐશ્વર્યયુક્ત છે. જો તે રાજા થશે તો સત્ય છે કે સમગ્ર પૃથ્વીનો સાર્વભૌમ ભૂપતિ થશે. પરંતુ તેના મનનો પ્રવાહ ઐશ્વર્યને બદલે વૈરાગ્ય તરફ વિશેષ જણાય છે. કાલદેવલ ઋષિના ઉદ્ગાર તમારા સ્મરણમાં હશે જ. " આ પાર્થિવ પુષ્પની સુમનોહર સુવાસદ્વારા સર્વ જગત્ પ્રસન્ન થશે. " એનો અર્થ શો? સિદ્ધાર્થ સાર્વભૌમ ભૂપતિ થઈ સર્વ જગતમાં પ્રસિદ્ધ થશે કે વૈરાગ્ય-ધારણ કરી સર્વ જગતને પોતાના ચરણસમક્ષ નમન કરાવશે? પ્રધાન! સિદ્ધાર્થ સર્વજનસંગ પરિત્યાગ કરી કોઈ વનજંગલમાં ચાલ્યો જશે તો મ્હારી અને પ્રજાવતીની શી સ્થીતિ થશે તેનો તમે વિચાર કરો. ઘણું કષ્ટ સહન કરીને પ્રાપ્ત કરેલા આ વિશાળ રાજ્યની શી સ્થીતિ થશે તેનો વિચાર કરો. તમારા પર મ્હારો સર્વ આધાર છે. તમારા પર મ્હને વિશ્વાસ છે. આ સંકટ સમયે તમે મ્હારા માર્ગદર્શક થાઓ. મ્હારી ચિન્તા દૂર થાય એવી કોઈ યુકિત બતાવો."

રાજાનું કથન સાંભળી પ્રધાન વિચારગ્રસ્ત થયો. થોડી વાર વિચાર કરી તેણે કહ્યું:

" મહારાજ! આપનો પ્રશ્ન વિશેષ ચિંતા કરવા જેવો નથી. આપણા પુરાણમાં એક એવી કથા છે કે જે ઋષિ વૈરાગ્યાદિ તપોબલને લીધે પ્રબળ થયા હતા તેમને સુંદર સ્ત્રીઓએ તપોભ્રષ્ટ કર્યા છે, અને તે સમયે ઉપસ્થિત થયેલા સંકટમાંથી જનસમાજનું રક્ષણ થયું છે. તે જ પ્રયોગ સિદ્ધાર્થ ઉપર અજમાવવો ઉચિત છે. સુંદર સ્ત્રીના મોહપાશમાં સિદ્ધાર્થ લુબ્ધ થશે તો તેનો વૈરાગ્ય નાશ પામશે. તેમજ સુખોપભોગને માટે આ વિશાળ રાજ્ય તેને અપૂર્ણ જણાશે."

પ્રધાનનો અભિપ્રાય શુદ્ધોદનને સર્વોપરિ જણાવાથી તેણે કહ્યું:

સમ્પન્ન હોવાનું સર્વત્ર સુપ્રસિદ્ધ હતું અને તેનો રાજકુમાર સિદ્ધાર્થ પણ રૂપગુણ સમ્પન્ન છે એ સર્વના જાણવામાં હતું, તેથી આવા સુયોગ્ય રાજકુમાર સાથે પોતાની રાજકન્યાના લગ્ન કરવાની પ્રત્યેક રાજાની ઇચ્છા હતી.

સમારંભને ચાર દિવસ બાકી હતા તે પહેલાંજ કપિલવસ્તુ નગરી દેશદેશના રાજા રજવાડાથી સુશોભિત થઇ ગઈ. પોતે આરંભેલા સમારંભમાં બીજા રાજાઓ આવશે કે કેમ તેની રાજા શુદ્ધોદનને ચિન્તા થતી હતી, પરંતુ આકાશપટ પર ચળકતા તારા જેવી સુંદર રાજકન્યાઓનાં દર્શન કપિલવસ્તુનગરમાં થયા ત્યારે જ રાજાને વિશેષ આનંદ થયો. ભાવિ સુખની આશાથી તેનું હૃદયકમળ પ્રફુલ્લિત જણાવા લાગ્યું.

સમારંભ માટે તૈયાર કરેલા મંડપનું કામ પહેલાંથી જ અતિ પ્રેક્ષણીય થયું હતું. સમારંભને દિવસે તે મંડપને પુષ્પલતાપલ્લવ અને આમ્રોપાલ્લવનાં સુંદર તોરણોથી શણગારી શોભાયમાન બનાવ્યો હતો. આજે મંડપની શોભા અવર્ણનીય હતી. ભગવાન દિનમણીનાં અરૂણ કિરણો ક્ષિતિજ પર આવ્યાં, આકાશ રક્તવર્ણ થયું કે તુરત જ મંડપના સિંહદ્વાર પર મંજુલ વાદ્ય મધુર સ્વરે વાગવા લાગ્યાં. વાજીંત્રોના મધુર ધ્વનિ સાંભળી નગરજનો અને રાજકન્યાઓ વગેરેના અંતઃકરણ ઉત્સાહિત થઇ મંડપમાં જવાની તૈયારી કરવા લાગ્યા. રાજકન્યાઓ મંગલસ્નાન કરી પોતપોતાની દેહલતિકા સુંદર ભૂષણવસ્ત્રાભૂષણો વડે શણગારવા લાગી. સૂર્યોદય થતાંજ વિશાળ મંડપ પ્રેક્ષકોથી ચિક્કાર ભરાઈ ગયો. સુંદર સુંદર કુમારિકાઓ ભિન્નભિન્ન રંગના વસ્ત્રો ધારણ કરી મંડપમાં આવવા લાગી. કુમારિકાઓને બેસવા માટે એક જૂદું સ્થાન હતું. ત્યાં સુંવાળી મખમલથી મઢેલા હજારો કોચ ગોઠવ્યા હતા. આગળના કોચ પર અવિવાહિત અને પાછલા કોચ પર માત્ર આનંદને માટે આવેલી વિવાહિત સ્ત્રીઓને,

બેસવાની વ્યવસ્થા કરેલી હતી. થોડા સમયમાં જ તે સર્વ કોચ નાના પ્રકારના રંગબેરંગી મૂલ્યવાન વસ્ત્રાભૂષણોથી શોભતી સ્ત્રીઓથી ભરાઇ ગયા. આ સમયે મંડપની શોભા ઇન્દ્રભુવન કરતાંયે વિશેષ સુંદર અને મોહક જણાતી હતી. કુમારિકાઓની સન્મુખ એક ઉચ્ચ સુવર્ણ સિંહાસન ગોઠવેલું હતું. તેની નજીકજ રત્નજડિત સુવર્ણના અનેક અલંકારો મુકયા હતા. એ અપૂર્વ સમારંભ જોઈ પ્રેક્ષકો આશ્ચર્યચકિત થઈ ગયા. થોડીવારમાં જ રાજકુમાર સિદ્ધાર્થ ચાર ઘોડાના સુવર્ણરથમાં બેસી મંડપમાં આવી સિંહાસન પર બેઠો. તેની સન્મુખ એકથી એક સુંદર કુમારિકાઓ બેઠી હતી પરંતુ તેણે કોઈના તરફ દૃષ્ટિપાત કર્યો નહિ. મંડપમાં બેઠેલા સર્વ પ્રેક્ષકો તરફ એકસરખી દૃષ્ટિ ફેરવી તે સિંહાસન પર બેઠો હતો. થોડીવારમાં જ એક પછી એક રાજકન્યા સિદ્ધાર્થની નજીક જતી અને તે જે કાંઇ અલંકાર આપતો તે લઈ મંડપ બહાર નિકળી જતી. સિદ્ધાર્થ ઘણો સુંદર હતો. અત્યારે તે તરૂણ અવસ્થામાં હોવાથી મનમોહક જણાતો હતો. પ્રત્યેક રાજકન્યા મનમાંજ વિચાર કરતી કે "સિદ્ધાર્થ મ્હારે યોગ્ય પતિ છે. હું તેનું મન અવશ્ય આકર્ષણ કરીશ." પરંતુ તેમનું એ અભિમાન પોતાની બેઠક પરથી ઉઠતાં સુધી જ રહેતું. કુમારિકા ઉઠી સિદ્ધાર્થની નજીક જતી એટલે તેને સિદ્ધાર્થના મુખ પર એક પ્રકારની પવિત્રતાનું તેજ જણાતું તેથી તે બ્હીતાં બ્હીતાં કુમાર પાસે જતી. રાજકુમાર સિદ્ધાર્થ તેના હાથમાં અલંકાર આપતો કે તુરતજ તે કન્યા ત્યાંથી ચાલી જતી. તેને પોતાના પર રાજકુમારની પ્રસન્નતા જણાતી નહિ તેથી તે નિરાશ થઈ જતી. એકએક કરતાં સેંકડો રાજકન્યા ભેટ લઈ ગઈ તેમ છતાં સિદ્ધાર્થ પોતાના પર પ્રસન્ન થયો છે કે નહિ તે કોઈને જણાયું નહિ. આ બનાવ રાજા શુદ્ધોદન અને પ્રધાન લક્ષપૂર્વક નિહાળી રહ્યા હતા. પુષ્કળ રાજકન્યાઓ નિરાશ થયલી હોવાથી તેમને પણ નિરાશા ઉત્પન્ન થઇ હતી. જોતજોતામાં સર્વ રાજકન્યા બક્ષિસ લઇ ગઈ. રાજભંડારમાં

અલંકાર પણ પૂરા થયા. સમારંભ પરિપૂર્ણ થયો છે જાણી પ્રેક્ષકો ધીમેધીમે પોતાને ઘેર જવા લાગ્યા પોતાનો મહાન્ પ્રયત્ન વ્યર્થ ગયલો જાણી રાજા અને પ્રધાન નિરુત્સાહ થયા. પોતાનો નિરુત્સાહ કોઈને નહિં જાણવા દેતાં રાજા અને પ્રધાન સમારંભમાં આવેના પરોણાઓને વિદાય કરવાની તૈયારી કરવા લાગ્યા.

એટલામાં જ એક આશ્ચર્યકારક બનાવ બન્યો. મંડપના દ્વાર આગળ એક સુંદર રથ અતિ વેગપૂર્વક આવી પહોંચ્યો. તે રથમાંથી જાણે લક્ષ્મીદેવીની સાક્ષાત્ મૂર્તિ હોય એવી એક સર્વાંગ સુંદર દેવાંગનાએ મંડપમાં પગલાં માંડયાં. આ સમયે સર્વ મનુષ્યો મંડપમાંથી બહાર નિકળવાની ગડબડમાં હતાં, પરંતુ નવિન આવનાર યુવતિનુ મંડપમાં આગમન જોતાંજ સર્વ મનુષ્યો મંત્રમુગ્ધ થઇ પોતપોતાને સ્થળે બેસી ગયાં. સર્વનાં ને । તે સુંદરીના અલૌકિક મુખકમળ સામુ જોવા લાગ્યા. નવીન આવેલી તરૂણીએ જોયું કે સમારંભનું કાર્ય પરિપૂર્ણ થયુ છે અને અલંકારો પણ પૂરા થઈ ગયા છે, તેમ છતાં નિરાશ નહિં થતા તે રાજકુમાર સમક્ષ ગઈ. તેણે સ્મિતહાસ્ય કરતા રાજકુમાર સિદ્ધાર્થને નમ્રતાપૂર્વક કહ્યુ

"રાજકુમાર ! મ્હને કાંઈપણ બક્ષિસ નહિ કે ?"

તરૂણીનો સુમધુર મંજુલ સ્વર સાંભળી રાજકુમારના અંતઃકરણ પર જૂદા પ્રકારની જ છાપ પડી. તેણે તે તરૂણીને નખથી શિખાપર્યંત બરાબર નિહાળી જોઈ અને મનમા જ વિચાર્યુ કે "આ કોઈ સામાન્ય સ્ત્રી નથી." રાજકુમારનુ લક્ષ તેના અપ્રતિમ સૌંદર્ય પ્રત્યે ગયું નહિ, પરંતુ તેના મુખ ઉપર જણાતી પ્રશાંત પવિત્રતા અને તેજસ્વિતા તે જોઇ રહ્યો. એ સદ્ગુણી રાજકન્યાનો સત્કાર કેવી રીતે કરવો તેની વિમાસણ તેને થઈ નહિ સર્વ અલંકાર અપાઇ ગયા હતા તેમ છતાં નવિન યુવતિને મંડપમાં આવતાં જોઇ રાજા

શુદ્ધોદને તુરતજ રાજમહેલમાં સેવકો મોકલી અલંકાર મંગાવવાની વ્યવસ્થા કરી હતી. તે આવી પહોંચે તે પહેલાં જ સિધ્ધાર્થે તેને હાસ્યભરેલ વદને, રાજકન્યાએ બક્ષિસની યાચના કરી તેજ વખતે, પોતાના ગળામાં પહેરેલી રત્નજડિત માળા હાથમાં લઇ કહ્યું:

"બક્ષિસ ન મળે એમ હોય?" મ્હારા ગળાની આ રત્નમાળા તમારા કંઠમાં પહેરાવું છું અને મ્હારી આ હીરાની વીંટી પણ હું તમને બક્ષિસ આપું છું. તમે કપિલવસ્તુનગરમાં પધારી નગરને શોભાયમાન કર્યું તેનો આ અતિ અલ્પ બદલો છે. તે અમૂલ્ય સમજી તમે સ્વીકારો."

સિધ્ધાર્થે હાસ્ય કરતાં કરતાં પોતાના ગળાની રત્નમાળા તે તરૂણીના ગળામાં પહેરાવી અને પોતાના હાથમાં પહેરેલી હીરાની વીંટી પણ તેના હાથમાં પહેરાવી. આ સત્કારથી પ્રસન્ન થઇ રાજકન્યા નમન કરી પોતાના રથમાં બેસી પોતાના નગર તરફ પ્રયાણ કરી ગઇ. સિધ્ધાર્થ પણ મંડપ બહાર નિકળી પોતાના રાજમહેલમાં ગયો. ધીમેધીમે સર્વ મનુષ્યો મંડપ બહાર નિકળી ગયાં. વિશાળ મંડપ જનશૂન્ય બની ગયો.

રાજા શુદ્ધોદન અતિ નિરાશ થયો હતો તે ઉપરો બનાવ જોઇ એકદમ ઉત્સાહિત થયો. તેણે પ્રધાનને પ્રશ્ન કર્યો

"પ્રધાન! આ રાજકન્યા કોની પુત્રી?"

પ્રધાને ઉત્તર દીધો

"એ શાક્યકુલ વંશના સુપ્રબુદ્ધ રાજાની કન્યા. એનું નામ યશોધરા."

"પ્રધાન! તમે સુપ્રબુદ્ધ પાસે જઇ સિદ્ધાર્થને માટે યશોધરાની માંગણી કરો." શુદ્ધોદને કહ્યું.

રાજાની આજ્ઞા પ્રમાણે પ્રધાન સુપ્રબુદ્ધ રાજાના નગરમાં ગયો. શુદ્ધોદને આપેલી ભેટ રાજાને અર્પણ કરી પ્રધાને પોતાના મનના વિચાર જણાવ્યા. યશોધરાને સિદ્ધાર્થ જેવો પતિ મળતો જોઈ રાજા સુપ્રબુદ્ધ અતિ પ્રસન્ન થયો. તેણે પ્રધાનને કહ્યું

"શુદ્ધોદન રાજાની વિનતિ અતિ પ્રેમપૂર્વક સ્વીકારું છું પરંતુ અમારા વંશમાં આજપર્યંત સર્વ રાજકન્યાનાં લગ્ન સ્વયંવર પદ્ધતિથી થયલાં હોવાથી સિદ્ધાર્થે બીજા રાજકુમારોનો પરાજય કરી યશોધરાનું પાણિગ્રહણ કરવું જોઇએ."

સ્વયંવરનું નામ સાંભળી પ્રધાનના મનમાં ધ્રાસ્કો પડ્યો તેણે રાજાને ઉત્તર દીધો .

"સ્વયંવર વખતે કયા પ્રકારની સરત હોય છે?"

"ક્ષત્રિય રાજપુત્રોની કીર્તિમાં જે કાર્યથી વૃદ્ધિ થાય એવી જ સરત હોય છે. ધનુર્ધારિત્વ, અસિક્રીડા અને અશ્વારોહણ. આ ત્રણ કાર્યમાં જે રાજકુમાર વિશેષ નિપુણ જણાશે તેને હું મ્હારી યશોધરા અર્પણ કરીશ." સુપ્રબુદ્ધ રાજાએ ખુલાસો કર્યો.

એ સાંભળી પ્રધાનને શાંતિ થઈ નહિ. કોમળ પ્રકૃતિનો સિદ્ધાર્થ ઉપરોક્ત સર્વ વિદ્યામાં નિપુણ હતો છતાં બીજા રાજકુમારો સાથે તે આવી સરતમાં ઉતરશે કે કેમ તેની તેને શંકા થઇ. પ્રધાને પોતાનો ખુલાસો સત્વર જણાવવાની ઇચ્છા પ્રદર્શિત કરી કપિલનગર તરફ પ્રયાણ કર્યું.

પ્રધાને રાજા શુદ્ધોદનને સર્વ હકિકત નિવેદન કરી. રાજા એ સાંભળી નિરાશ થયો પરંતુ સિદ્ધાર્થના એક મિત્રે તુરત જ જણાવ્યું કે "રાજકુમાર સ્વયંવરની સરત પ્રમાણે વર્તવા તૈયાર છે."

રાજાએ સ્વયંવરમાં જવાની તૈયારી કરી. સુપ્રબુદ્ધ રાજાને એ સમાચાર મળતાં જ તેણે પોતાનું નગર સારી રીતે શણગારી ભવ્ય મંડપ બનાવી સ્વયંવરની સર્વ વ્યવસ્થા કરી. દેશવિદેશના સર્વ રાજકુમારને આમંત્રણ પત્રો મોકલ્યા. સ્વયંવરને દિવસે જૂદા જૂદા રાજકુમારો પોતાના વાહનો પર સ્વાર થઈ સેવકો સહિત મ્હોટા ઠાઠમાઠથી મંડપમાં આવી પહોંચ્યા. આજે રાજનગરમાં પ્રજા ઉત્સાહઘેલી બની સ્વયંવર મંડપમાં પહોંચી ગઈ. સ્વયંવરમાં કોનો જય થાય છે તેની વાટ જોવા લાગ્યાં. સર્વ મંડપમાં આવી રહ્યા પછી રાજા સુપ્રબુદ્ધના પ્રધાને રાજકુમારોને ઉદ્દેશી કહ્યું:

"રાજકુમારો! યશોધરા સાથે લગ્ન કરવાની ઇચ્છા હોય તેણે ધનુર્વિદ્યા, અસિપરિચાલન અને અશ્વારોહણ, એ ત્રણ કાર્યમાં પોતાની નિપુણતા બતાવવી જોઈએ. આ સ્થળે એક ધનુષ્ય મૂકયું છે અને મંડપ ઉપર એક ઘંટ બાંધ્યો છે. તેના પર ધનુષ્યમાંથી બાણ છોડી સર્વ સભાજનોને ઘંટનાદ સંભળાવવો જોઈએ. પ્રથમ રાજકુમારે ઘંટનાદ કર્યો પછી તે ઘંટા થોડી ઉંચી કરવામાં આવશે. એ પ્રમાણે જેમ જેમ રાજકુમારો ઘંટનાદ કરતા જશે તેમ તેમ તે ઘંટા થોડી થોડી ઉંચે લઈ જવામા આવશે. વળી આ એક વૃક્ષ છે. એ વૃક્ષમાં તલવાર મારતાં જેની તલવાર વિશેષ ઉંડી જશે તે તલવાર ચલાવવામાં કુશળ ગણાશે. જૂવો, પેલો કાળા રંગનો ઘોડો છે. તેના પર સ્વાર થઇ મંડપની પાંચ પ્રદક્ષિણા કરવી જોઈએ. જે રાજકુમાર એ ત્રણે કાર્યમાં યશસ્વી થશે તેને રાજા સુપ્રબુદ્ધ પોતાની કન્યા યશોધરા અર્પણ કરશે. સરતમાં વિજય મેળવવાની ઇચ્છા હોય તે રાજકુમાર સભા સમક્ષ હાજર થાય."

પ્રધાનના સંભાષણ પછી માત્ર ચાર રાજકુમાર સભાજનો સમક્ષ હાજર થયા. દેવદત્ત, અર્જુન, નંદ અને સિદ્ધાર્થ. એ ચાર રાજકુમાર ધનુષ્ય, તલવાર અને અશ્વને નિહાળવા લાગ્યા. તેમણે

મંડપમાં ઉંચે ટાંગેલા ઘંટ તરફ પણ દ્રષ્ટિ ફેરવી. યશોધરા પુષ્પની સુંદર માળા લઇ પોતાની બ્હેનપણીઓ સાથે તેમની નજીક એક આસન ઉપર બેઠી હતી. પોતાને સિદ્ધાર્થ પતિની પ્રાપ્તિ થાય એ તેની મનોવાંછના હતી. પોતાની સાથે લગ્ન કરવા માટે ચાર રાજકુમાર પ્રયત્ન કરે છે એ જોઇ સિદ્ધાર્થ મેળવવામાં તેના મનમાં શંકા ઉત્પન્ન થઇ. સિદ્ધાર્થને જ યશ મળે તે માટે મનમાં ને મનમાં જ તેણે એકચિત્તે ઇશ્વર પ્રાર્થના કરી.

સ્વયંવરની સરત પૂર્ણ કરવા પ્રથમ નંદ રાજકુમારે ધનુષ્યબાણ ઉચક્યું. તેણે બાણ મારી ઘંટનાદ કર્યો પછી તે ઘંટ થોડો ઉંચો કરવામાં આવ્યો. એટલે દેવદત્તે બાણ મારી ઘંટનાદ કર્યો. તેના પછી અર્જુન અને છેલ્લે સિદ્ધાર્થનો વારો આવ્યો. તે વખતે ઘંટ ઘણો જ ઉંચે લઇ જવામાં આવ્યો હતો. હવે ઘંટનાદ થવો મુશ્કેલ સમજી આતુર નયને સર્વ સિદ્ધાર્થ સ્હામુ જોવા લાગ્યાં. સિદ્ધાર્થ પોતાના આસન પરથી ઉઠયો. તેણે ધનુષ્યબાણ ગ્રહણ કર્યું અને શાંતચિત્તે ધનુષ્યની દોરી ચઢાવતાં જ ધનુષ્ય તુટી ગયુ.

સિદ્ધાર્થે પ્રધાનને કહ્યું

"બીજું સારૂં મજબૂત ધનુષ્ય આપશો તો ઠીક થશે."

સિદ્ધાર્થના શબ્દો સાંભળતાં જ દેવદત્તે તેની મશ્કરી કરવાના ઉદ્દેશથી એક ઉંચકી ન શકાય એવું ભારે વજનનું પ્રચંડ ધનુષ્ય તેની સમક્ષ લાવી મુકયું. "ધનુષ્ય ઉંચકતાં જ સિદ્ધાર્થ પરાજિત થઇ જશે ત્યાં પછી બાણ મારશે શી રીતે?" સર્વ પ્રેક્ષકોના મનમાં શંકા ઉત્પન્ન થઇ પરંતુ સિદ્ધાર્થે ક્ષણ વારમાં જ તે ધનુષ્ય ઉંચકી ખૂબ બળપૂર્વક બાણ છોડયું એટલે તુરત જ આકાશના તારા પૌ સાંભળી શકાતી ઘંટાનો નાદ થયો અને તુરત જ તેના સેંકડો ટુકડા થઇ પૃથ્વી પર પડયા.

એ જોઈ સર્વ પ્રેક્ષકોએ ઉચ્ચ સ્વરે સિદ્ધાર્થનો જયધ્વનિ કર્યો. એક સરખો તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો. સભામંડપ ગાજી ઉઠયો. આ વખતે યશોધરાના અંતઃકરણમાં જે આનંદ થયો તેનું વર્ણન થઈ શકે એમ નથી. તેની તો વાચકોએ કલ્પના જ કરી લેવી ઘટે.

એ પછી અસિ-સંચાલન સમારંભ શરૂ થયો. પ્રથમ રાજકુમાર નંદે તલવાર હાથમાં લઈ વૃક્ષ ઉપર ઘા કર્યો. તે માત્ર ચાર આંગળ ઉંડો ગયો. દેવદત્તની તલવાર છ આંગળ ઉંડી ગઈ. અર્જુનની તલવાર સાત આંગળ ઉંડી ગઈ પરંતુ સિદ્ધાર્થે એવા જોરથી તલવારનો ઘા માર્યો કે આખું વૃક્ષ જ કપાઈને બે કટકા થઈ ગયું! સિદ્ધાર્થનું અતુલ બળપરાક્રમ જોઈ પુન મંડપમાં હર્ષધ્વનિ થયો. બન્ને સરતમાં સિદ્ધાર્થને વિજય મળવાથી બીજા રાજકુમાર નિરૂત્સાહ થયા તેમ છતાં ઘોડેસ્વારની સરતમાં વિશેષ પરાક્રમ બતાવી સિદ્ધાર્થનો પરાજય કરવાનો તેમણે નિશ્ચય કર્યો. પ્રત્યેક રાજકુમાર કાળા ઘોડા પર સ્વાર થવા માટે તેની નજીક ગયો. તેજ ક્ષણે ઘોડાએ બળપૂર્વક હણહણાટ કર્યો અને પાસે આવેલા રાજકુમાર પર એવો ધસારો કર્યો કે જેથી તે રાજકુમાર ભય પામી ત્યાંથી ન્હાસી ગયો. અંતે સિદ્ધાર્થ ઘોડાની પાસે ગયો, એટલે ઘોડાએ મ્હોટો ખોંખારો મારી ઉછળીને પગ પછાડ્યા પરંતુ સિદ્ધાર્થ ભય નહિં પામતાં યુક્તિપૂર્વક ઘોડેશ્વાર થઈ ગયો. લગામ હાથમાં લેતાંજ ઘોડો વાયુવેગે મંડપ બહાર દોડવા લાગ્યો. ઘોડો થાકી જાય ત્યાંસુધી સિદ્ધાર્થે તેને મંડપની આસપાસ ખૂબ દોડાવ્યા પછી તેને મંડપમાં લઈ આવ્યો. સિદ્ધાર્થનો વિજય જોઈ સભામંડપમાં બેઠેલા સર્વ સભાજનો અને રાજા સુપ્રબુદ્ધ સર્વ વિજયધ્વનિ કરવા લાગ્યા. રાજા સુપ્રબુદ્ધ સિદ્ધાર્થનુ સન્માન કરવા પોતાના આસન પરથી ઉઠી તેની નજીક ગયો અને તેનો આદરસત્કાર કરી લગ્ન માટે શૃંગારેલા ઉચ્ચ આસન પર બેસાડ્યો. સિદ્ધાર્થ લગ્નવેદી પર બેસતાં જ વાજીંત્રોમાંથી

સુંદર કર્ણપ્રિય મંગલ સ્વર નિકળવા લાગ્યા. રાજપુરોહિત બ્રાહ્મણો ઉચ્ચ સ્વરે વેદમંત્રો અને મંગલાષ્ટક ઉચ્ચારવા લાગ્યા. સૌગંધિત ધૂપ વડે સભા મંડપમાં બેઠેલા સર્વનાં મસ્તક તૃપ્ત થવા લાગ્યાં. સુંદર વસ્ત્ર અને સુવર્ણ રત્નજડિત આભૂષણ વડે સુશોભિત ગજગામિની રાજકન્યા યશોધરા ધીમે પગલે શરમાતી સંકોચાતી સિદ્ધાર્થ પાસે જઈ તેના ગળામાં પુષ્પમાળા પહેરાવી. સભાજનોએ તાળીઓના હર્ષનાદ વડે મંડપ ગર્જાવી મૂક્યો. સર્વ દિશામાંથી વરવધૂ પર પુષ્પની વૃષ્ટિ થવા લાગી. સર્વ મનુષ્યો આશીર્વાદ દેવા લાગ્યાં. "વર-કન્યા સુખી રહો." સુપ્રબુદ્ધ અને શુધ્ધોદને મ્હોટા ઠાઠમાઠથી લગ્ન સમારંભ અપૂર્વ પ્રકારે ઉજવ્યો. રાજ્યનાં સર્વ પ્રજાજનોને યોગ્ય રીતે સંતુષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો. પ્રજાજનોએ પણ વરકન્યાને બહુ મૂલ્ય બક્ષિસ અર્પણ કરી અપ્રતિમ સન્માન કર્યું.

લગ્નનું શુભ કાર્ય શાંતિપૂર્વક પરિપૂર્ણ થયું. રાજા શુધ્ધોદન સપરિવાર કપિલવસ્તુ નગરમાં આવી પહોંચ્યા. સિધ્ધાર્થ અને યશોધરાને સ્વતંત્ર રીતે રહેવા માટે રાજાએ એક સર્વાંગસુંદર વિલાસભવન તૈયાર કરવાની સેવકોને આજ્ઞા કરી. રાજાની આજ્ઞા થતાં જ હજારો કારીગરો કામે વળગ્યા. કપિલવસ્તુ નગરથી થોડે દૂર રોહિણી નદી પર્વતમાલાની નજીક થઈને વહન થતી હતી. તે પર્વત અને નદીના મધ્ય ભાગમાં એક સુંદર સ્થળે વિલાસભવન બાંધવાનું કામ શરૂ થયું હતું. વિલાસભવનની દક્ષિણ દિશામાં ઉચ્ચ વૃક્ષોનું વિશાળ અરણ્ય હતું. ઉત્તર દિશામાં હિમાલયનાં હિમાચ્છાદિત ઉચ્ચ ગિરિ શિખરો નીલ આકાશ સાથે વાર્તાલાપ કરી રહ્યાં હતાં. પશ્ચિમ દિશામાં હિમના પીગ જેવો શ્વેત જળપ્રવાહ વહેતો હતો. પૂર્વે ન્હાના ન્હાના પર્વતોની હારમાળામાંથી કપિલવસ્તુ નગરમાં પ્રવેશ કરવાનો માર્ગ હતો. આ સ્થાન અત્યંત રમણીય અને જનસમાગમ શૂન્ય હોવાથી રાજાએ તે સ્થાન પસંદ કર્યું હતું. ત્યાં જ બેચાર મહિનામાં વિલાસ-

ભવન તૈયાર થયું. બુધ્ધિમાન કારીગરોએ કુશળતાપૂર્વક રંગબેરંગી આરસપહાણદ્વારા વિલાસભવન અતિ સુંદર અને મોહક બનાવ્યું હતું. તેમાં અનેક પ્રકારના સ્તંભ, અનેક પ્રકારના દાદર અને અનેક પ્રકારના ઓટલા, ઓસરીઓ અને આસપાસ સૌગંધિત વૃક્ષોના મનોહર બગિચા બનાવ્યા હતા. પુરાણમાં વિલાસભવનોની રચનાનાં વર્ણન આપણે વાંચીએ છીએ તેવું તે અપૂર્વ સુન્દર બન્યું હતું. ગમે તેવો ચિંતાતુર મનુષ્ય તે મનોહારક દ્રશ્ય જોઈ પોતાનું દુઃખ ભૂલી જાય તેવું તે આલ્હાદારક બન્યું હતું. વિલાસભવનની આસપાસના પ્રદેશમાં પણ અનેક સુંદર ઉપવન, ન્હાનાં સરોવરો અને સ્નાનકુંડો બનાવ્યા હતા. તે સર્વની આસપાસ અતિ ઉચ્ચ અને મજબુત પાષાણના ત્રણ કોટ બનાવ્યા હતા. કોટમાં પ્રવેશ કરવા માટે માત્ર એકેક મજબૂત દરવાજો બનાવ્યો હતો. ત્રણ કોટના ત્રણ દરવાજા પસાર કર્યા પછી વિલાસભવનમાં પ્રવેશ કરનાર મનુષ્ય જાણે કોઇ નવિન સૃષ્ટિમાં આવ્યો હોય એમ જણાતું હતું. વિલાસભવનમાં પ્રવેશ કર્યા પછી જન્મ, જરા, મૃત્યુ વગેરે વ્યાધિથી ગ્રસિત થયેલા જનસમાજ સાથે કોઇ પ્રકારનો સંબંધ ન હોવાથી તેણે એક અક્ષય સુખકારક સૃષ્ટિમાં પ્રવેશ કર્યો હોય એવોજ તેને ભાસ થતો. તે સ્થાન તદ્દન એકાંત હતું. વિલાસભવનની આસપાસ પાષાણના કોટ ચણી લીધેલા હોવાથી બહારનો મનુષ્ય કિંવા તેનો શબ્દ તેમાં પ્રવેશ કરવા અસમર્થ હતો. માત્ર બહારથી પક્ષીઓ ઉડી આવી વૃક્ષો પર બેસી કલરવ કરી મનુષ્ય મનને આનંદ આપતાં હતા. તેમ થવાથી વિલાસભવનની ગંભીર શાંતતામાં સહજ પણ વિઘ્ન ઉત્પન્ન થતું ન હતું. તેમાં અનેક પ્રકારની વિલાસ સામગ્રી ગોઠવવામાં આવી હતી. યશોધરા અને સિધ્ધાર્થની સેવા સુશ્રૂષા માટે જે દાસીઓ નિમવામાં આવી હતી તે સર્વ યુવાન અને સુંદર હતી. તેમાંથી કોઇ બિમાર થતું તો તુરતજ તેને નગરમાં લઈ જતા; એટલુંજ નહિં પણ એકાદ દાસીના મસ્તક પર વાર્ધ્યકયસૂચક સફેદ વાળ જણાતો

કે તુરતજ તેને વિલાસભવનમાંથી દૂર કરી તેને બદલે બીજી તરૂણ દાસી નિમવાનો શુધ્ધોદને હુકમ કર્યો હતો. વિલાસભવન તૈયાર થયા પછી રાજા શુધ્ધોદને મ્હોટા સમારંભ કરી તે યશોધરા અને સિધ્ધાર્થને સ્વાધિન કર્યું. એ મનોહર મંદિર તૈયાર કરવાનું કારણ રાજાએ રાજ્યવધૂ યશોધરાને પ્રથમથી જ સંભળાવેલું હોવા છતાં વિલાસભવનમાંથી નગરમાં પાછા ફરતી વખત રાજા પુનઃ યશોધરાને મળ્યા. તેમણે ગદ્‌ગદ્ કણ્ઠે કરૂણ શબ્દે કહ્યું :

"યશોધરા! હવે મ્હારો આધાર કેવળ ત્હારા પરજ છે. મ્હારા રાજ્યનુ ગૌરવ વધારવાનું હવે માત્ર ત્હારા હાથમાં છે. "સિધ્ધાર્થ સર્વજનસંગ પરિત્યાગ કરી ધર્મ સંસ્થાપક થશે કિંવા પૃથ્વીના સર્વ રાજાઓ પર વિજય પ્રાપ્ત કરી ચક્રવર્તિ રાજા થશે" એવી ભવિષ્યવાણી છે. જો તું ત્હેને રાજ્યના વિલાસ-વૈભવનો મોહ લગાડશે તો તું સાર્વભૌમ રાજરાણી થશે, નહિં તો સહધર્મિણીના ધર્મ પ્રમાણે ત્હારે પણ ભિક્ષાવૃત્તિ પસંદ કરવી પડશે! માટે જ તું બુદ્ધિપૂર્વક વર્તન રાખી સિદ્ધાર્થને ઐહિક સુખનો મોહ લગાડવાનો પ્રયત્ન કરજે. મ્હારી એ શિખામણ ધ્યાનમાં લેજે."

એટલું કહી શુદ્ધોદન વિલાસભવનમાંથી બહાર નિકળી ગયા. નગર તરફ જતી વખત કોટ બહાર ઉભેલા સિપાહીઓને કહ્યું:

"મ્હારી આજ્ઞા સિવાય તમે કોઈ પણ મનુષ્યને અંદર જવા દેશો નહિ તેમજ બહાર પણ નિકળવા દેશો નહિ. રાજકુમારને પણ બહાર જવા દેશો નહિ. મ્હારી આજ્ઞાથી વિરૂદ્ધ વર્તશો તો દેહાંત દણ્ડની શિક્ષા થશે એ ધ્યાનમાં રાખજો."

વિલાસભવનના પહેરેગીરો રાજાજ્ઞા પ્રમાણે અતિશય દક્ષતાથી પહેરો ભરવા લાગ્યા. અનેક મનુષ્યો વિલાસભવન જોવા જતાં પરંતુ

સિપાહીઓનો સખ્ત બંદોબસ્ત હોવાથી તેઓ દૂર ઉભા રહી તેની સુંદરતા જોઇ પાછા વળતા. વૈભવ વડે મોદ પામનાર મનુષ્યો તે મહાલયને વિલાસભવન કહેતાં પરંતુ ત્યાં સિપાહીઓનો કડક બંદોબસ્ત જોઈ બુધ્ધિમાન મનુષ્યો તેને કારાગૃહનું જ ઉપનામ આપતાં! રાજાના ભયને લીધે એ શબ્દો પ્રેક્ષકોના હૃદય મંદિરમાંથી બહાર નિકળતા ન હતા. વિલાસભવન જોવાના ઉત્સાહમાં ગયલાં મનુષ્યો ત્યાંથી તદ્દન નિરાશ થઈને જ પાછાં ફરતાં!



## પ્રકરણ ૪ થું.

## સમાજ નિરીક્ષણ.

जानन् विनाशं कथमार्तिकाले ।
सचेतनः स्यादिह हि प्रमत्तः ॥

વિષય સુખને જ પોતાનું સર્વસ્વ માનનાર મનુષ્યોની દૃષ્ટિમાં વિલાસભવન એટલે એક સુખ પ્રાપ્તિનું સર્વોત્તમ સ્થાન સમજાતું હતું પરંતુ સંસારના સુખને તુચ્છ સમજનાર મનુષ્ય તે જોઈ ક્ષણવાર મુગ્ધ થતા ત્યાં સંસાર મુગ્ધ થયેલ મનુષ્યની સ્થીતિ વિલાસભવનમાં પ્રવેશ્યા પછી ગાંડા મનુષ્ય જેવી થાય તેમાં આશ્ચર્ય શું! રાજકુમાર સિધ્ધાર્થની સ્થીતિ થોડા દિવસ તો એવી જ હતી. વિલાસભવનમાં ગોઠવેલા વિલાસના સાધનો જોઈ યશોધરાની નિર્મળ સાત્વિકવૃત્તિ અને નિર્મળ પવિત્રપ્રેમ જોઈ સિધ્ધાર્થ જગતની તો શું પણ પોતાની જાતની સુધ્ધાં ભૂલી ગયો હતો. સિધ્ધાર્થને વિલાસ વૈભવના આનંદમાં નિમગ્ન જોઈ યશોધરા

અને શુધ્ધોદનને મહાન્ આનંદ થતો હતો. કેટલાક દિવસ વિત્યા પછી યશોધરાએ એક સુંદર પુત્રને જન્મ આપ્યો. એ સમાચાર સાંભળી રાજ્યમાં સર્વત્ર આનંદ ઉત્સવ થઈ રહ્યો. શુધ્ધોદને જાણ્યું કે હવે તેની એક મ્હોટી ચિન્તા દૂર થઈ. પ્રજાજનોએ પણ જાણ્યું કે "સ્ત્રી પુત્રનો મોહપાશ તોડવામાં સિધ્ધાર્થ અસમર્થ હોવાથી હવે તે સત્વર રાજ્યનો કાર્યભાર પોતાના હાથમાં લેશે."

જન સમાજની એ ધારણા વ્યર્થ હતી. સુખ વૈભવમાં તે ગુંથાયો હતો છતાં તેના અંતઃકરણની સ્થીતિ બદલાઇ નહતી. તેના મનમાંથી વૈરાગ્યના વિચાર નિર્મૂળ થયા નહતા. યશોધરા તે જાણતી હતી. પિંજરામાં સપડાયલા પક્ષીની પેઠે જે સિધ્ધાર્થ આનંદ ભરેલે પણ વ્યાકુળ ચિત્તે પોતાની સાથે વર્તતો હતો તે પણ જાણતી હતી. પિંજરાનાં દ્વાર ઉઘડતાંજ પક્ષી જેમ બહાર ઉડી જાય છે તેવી વૈરાગ્યની તીવ્ર ભાવના સિધ્ધાર્થના અંતઃકરણમાં ઉત્પન્ન થતાં જ તે પોતાનો ત્યાગ કર્યા વિના રહેશે નહિ એ પણ તે સારી પેઠે સમજતી હતી. સિધ્ધાર્થનું મન રિઝવવા તે વિલક્ષણ પ્રયત્ન કરતી હતી. તે પ્રયત્નનું રહસ્ય સિધ્ધાર્થ સમજે છે કે નહિ તેનો મનમાં વારંવાર સંશય ઉત્પન્ન થતો, તેનો એ સંશય સત્ય હતો, તેમ છતાં અનેક પ્રકારે તે પતિનું મનરંજન કરતી હતી. એક દિવસ સિદ્ધાર્થ રથમાં બેસી વિલાસભવનમાં આવતો હતો, એટલામાંજ સ્હામે એક પ્રચંડ કોટ આવ્યાથી સારથીએ ઘોડા બીજી દિશામાં હંકાર્યા. એ જોઈ સિદ્ધાર્થના મનમાં અનેક વિચાર ઉત્પન્ન થયા. તેણે પોતાના સારથી છંદકને પ્રશ્ન કર્યો:

"છંદક! આ કોટની પેલી તરફ શું છે?"

સિદ્ધાર્થનો પ્રશ્ન સાંભળી છંદક વિચાર વમળમાં પડ્યો. તેણે ઉત્તર દીધો:

"મહારાજ! કોટની પેલી તરફ વિલાસભવનના જેવાંજ પૃથ્વી, પાણી, પર્વત અને અરણ્ય વગેરે છે."

"વિલાસભવનમાં મનુષ્યોની પેઠે ત્યાં પણ મનુષ્યો હશે કેમ?" સિદ્ધાર્થે પુન: પ્રશ્ન કર્યો.

છંદકે ઉત્તર દીધો.

"હા સર્વ સ્થળે એમજ હોય છે."

સિદ્ધાર્થે આતુર નેત્રે પુછ્યું.

"અને તે વિલાસભવનનાં મનુષ્યોની પેઠે જ સુખ શાંતિમાં દિવસો નિર્ગમન કરતાં હશે?"

છંદકે કહ્યું:

"હા, એ તો ખુલ્લુંજ છે."

સિધ્ધાર્થે વળી પુછ્યુ

"ત્યારે દુ:ખી મનુષ્યો કયા સ્થળમાં રહેતાં હશે?"

છંદકે આ પ્રશ્નનો કાંઇ ઉત્તર આપ્યો નહિ. ઘણો વખત સુધી ઉત્તર નહિ મળવાથી સિધ્ધાર્થે ફરીથી કહ્યું:

"છંદક! ઘણા દિવસ વિલાસભવનમાં નિવાસ કર્યા પછી હવે મને બહારનો પ્રદેશ જોવાની ઘણી ઇચ્છા થઈ છે. હવે તું કોટ બહાર આપણો રથ હાંકી જા."

સિધ્ધાર્થની આજ્ઞા સાંભળી છંદક ગભરાયો તેણે કહ્યું. "રાજકુમાર! મહારાજની આજ્ઞા મળ્યા સિવાય તમને હું અહીંથી

બહાર લઈ જઇ શકીશ નહિ. દરવાજાના પહેરેગીરો મહારાજાની આજ્ઞા સિવાય આપણને બહાર જવા દેશે નહિ."

છંદકનો ઉત્તર સાંભળી સિધ્ધાર્થના મનમાં અતિશય ચિન્તતા ઉત્પન્ન થઇ. તેણે કહ્યું:

"છંદક! રથ વિલાસભવન તરફ પાછો લઈ ચાલ."

રાજકુમારની આજ્ઞા પ્રમાણે છંદક રથ વિલાસભવન તરફ લઈ ગયો. સિધ્ધાર્થ પોતાના મહેલમાં ગયો. એકાંત દિવાનખાનામાં જઈ રાજાની આજ્ઞા સાંભળી તે ઘણો અપ્રસન્ન થઇ બાલ જગતનો વિચાર કરતો હતો. સિધ્ધાર્થની અપ્રસન્નતા જોઇ યશોધરા ચિંતા કરવા લાગી. તે દિવસે મોડી રાત વિતવા છતાં તે શેતરંજી પર પડ્યો રહી આમતેમ આળોટતો હતો. આજે સિધ્ધાર્થના નેત્રમાં નિદ્રા ન હતી. યશોધરા તેની નજીક બેસી પંખા વડે પવન નાંખતી હતી. તે સારી સારી વાતો કરી તેના મન રંજન માટે પ્રયત્ન કરવા લાગી. સિધ્ધાર્થની અપ્રસન્નતા કંઈક દુર થઇ અને થોડો સમય નિદ્રા આવી ગઈ, પરંતુ પરોઢીઆને સમયે તે એકદમ જાગૃત થઇ જોરથી બોલ્યો

"દુઃખી વસુંધરા! હું તને ભૂલ્યો નથી હું સત્વર આવું છું."

યશોધરા તુરતજ જાગૃત થઈ. તેણે ભયભીત સ્વરે કહ્યુ:

"નાથ! આપ ગભરાયલા કેમ જણાઓ છો?"

સિધ્ધાર્થે કિંચિત સ્મિત હાસ્ય કરતાં કહ્યું:

"દેવી! હું ગભરાયો નથી. તમેજ ગભરાયલા જણાઓ છો."

યશોધરાએ કહ્યું:

"સત્ય છે સ્વામીનાથ! હું ગભરાઈ છું. "હું સત્વર આવું છું." એ શબ્દો તમે કોને કહ્યા!"

સિદ્ધાર્થ બોલ્યો

"પ્રિયે! એ શબ્દો મ્હેં વસુધરાને કહ્યા છે. તે અનેક આપત્તિ વિપત્તિથી ઘેરાયલી છે. તેનાં સન્તાન અનેક પ્રકારનાં દુઃખથી આકુલ વ્યાકુલ થઈ રહ્યાં છે, તેથી તે મ્હને બોલાવે છે. એવું મ્હને સ્વપ્ન આવ્યું. તે સ્વપ્ન જોતાં મ્હને એમ લાગ્યું છે કે હવે મ્હારે વિલાસભવનમાંથી બહાર નિકળી સંપૂર્ણ પૃથ્વીનું અવલોકન કરવું અને જે દુઃખી મનુષ્યો હોય તેનાં દુઃખ નિવારણ કરવાનો પ્રયત્ન કરવો. સાયંકાલને સમયે સૂર્ય અસ્તાચળ પર જાય છે તે સમયે મ્હને એમ લાગે છે કે મ્હારે પણ તેની સાથેજ પશ્ચિમ દિશામાં જઈ ત્યાંના જન સમાજની સ્થીતિનું અવલોકન કરવું. પક્ષીઓ જ્યારે ઉંચા ઉડતા હિમાલયના શૃંગશિખરો પર જઈ બેસે છે ત્યારે મ્હને એવો વિચાર થાય છે કે હું પણ શૃંગશિખરો પર જઈ સંપૂર્ણ પૃથ્વીનું અવલોકન કરૂં પરંતુ તેમ કરવા હું સમર્થ ક્યાં છું!"

યશોધરાએ ઉત્તર દીધો

"નાથ! એમાં અશક્ય શું છે! સાર્વભૌમ શુદ્ધોદન રાજના તમે પ્રિય રાજકુમાર છો! તમારો વિચાર મહારાજને કહો એટલીજ વાર છે. અતિ આનંદપૂર્વક મહારાજા તમારો વિચાર પરિપૂર્ણ કરશે."

યશોધરાની સલાહ પ્રમાણે સિદ્ધાર્થે પોતાના મનના વિચાર પિતાને જણાવવાનો નિશ્ચય કર્યો. પ્રાત વિધિ કરવાની ઇચ્છાથી તે બીજા મહેલમાં ચાલ્યો ગયો. સૂર્યોદય થતા પછી સર્વ વિશ્રામભવન પ્રકાશિત થતાં સિદ્ધાર્થના મનમાં બાહ્ય જગતને માટે અનેક વિચાર

ઉત્પન્ન થવા લાગ્યા. તેણે છંદકને બોલાવી કપિલવસ્તુ નગર જોવાની આજ્ઞા મેળવવા શુદ્ધોદન મહારાજ પાસે મોકલ્યો. છંદકે મહારાજાને સિદ્ધાર્થના વિચારો નિવેદન કર્યાં. મહારાજાએ પુત્રની ઇચ્છા તૃપ્ત કરવા આજ્ઞા આપી. છંદક વિલાસભવનમાં આવી પહોંચ્યો.

સિદ્ધાર્થની ઇચ્છા જાણી શુદ્ધોદનને પુનઃ ચિંતા થવા લાગી. સિદ્ધાર્થ વિલાસભવનમાં વિષય લોલુપ થઈ બાહ્ય જગતને સર્વાંશે વિસરી ગયો છે, એમ તે સમજતા હતા અને આનંદમગ્ન રહેતા હતા. એટલામાંજ છંદકે જે સમાચાર સંભળાવ્યા તેથી તેના અંતઃકરણમાં ભય ઉત્પન્ન થયો. આનંદના ઉચ્ચ શિખર પર બેઠેલો જેમ સખ્ત વાવાઝોડાથી એકદમ ગિરિશૃંગ પરથી ઉંડા દુઃખ સાગરમાં ગબડી પડે તેજ પ્રમાણે શુદ્ધોદન શોકગ્રસ્ત થઈ છંદકના કથનનો વિચાર કરવા લાગ્યો.

સિદ્ધાર્થને વિલાસ ભવનમાંથી બહાર નિકળવાની પરવાનગી આપવાથી શોક દુઃખ ભોગવતા પ્રજા સમાજને જોઇ તે તુરતજ વૈરાગ્ય ધારણ કરશે અને પરવાનગી નહિ આપવાથી વિલાસ ભવનમાંજ તેને ગોંધી રાખવાની મ્હારી ઇચ્છા છે, એમ સમજી તે કાંઇ બીજું જ કરી બેસશે. શુધ્ધોદન આ પ્રમાણે બેવડા સપાટામાં સપડાયો હોવાથી તેની સ્થીતિ ગાંડા જેવી થાય એમાં આશ્ચર્ય શું? અંતે સિધ્ધાર્થને કપિલવસ્તુ નગર અવલોકન કરવાની પરવાનગી આપવી શ્રેયસ્કર જણાયાથી રાજાએ તેમ કર્યું ખરું પરંતુ તુરતજ તેણે નગરમાં સર્વત્ર રાજદૂતો મોકલી રાજપુત્રનો રથ જે જે માર્ગે થઇને જવાનો હતો તે સર્વ રસ્તા વગેરે સર્વોત્કૃષ્ટ શ્રૃગારથી સજ્જ કરવાની આજ્ઞા ફરમાવી. રાજાની આજ્ઞા સાંભળતાં જ કેટલાક પ્રજાજનો ઇચ્છાપૂર્વક અને કેટલાક અનિચ્છાપૂર્વક પોતપોતાના મકાનો શણગારવા લાગ્યા. સિધ્ધાર્થના અંતઃકરણમાં ઉદાસિનતા ઉત્પન્ન કરે એવું એક પણ દ્રશ્ય તેના જોવામાં ન આવે એવી

વ્યવસ્થા રાજાએ સર્વત્ર કરાવી હતી. વૃદ્ધાવસ્થાથી પિડાતા, વ્યાધિ ગ્રસ્ત વગેરે કોઈ પણ દુઃખી મનુષ્ય રસ્તામાં જણાય નહિ એવો સખ્ત બંદોબસ્ત રાખ્યો હતો. રાજાની સર્વ વ્યવસ્થા બરાબર થયા પછી વિલાસ ભવનના કોટના ત્રણે દરવાજા ઉઘડ્યા. રાજકુમાર સિધ્ધાર્થનો રથ ધીમે ધીમે કપિલવસ્તુ નગર તરફ ચાલવા લાગ્યો. સિધ્ધાર્થ જ્યારે મર્યાદિત વિલાસ ભવનમાંથી બહાર નિકળી વિશ્વેશ્વરના અમર્યાદિત ક્રિડાકાનનમાં આવ્યો ત્યારે તેને અતિશય સંતોષ થયો. સાયંકાળે વહન થતો શીતળ સુગંધમય મંદ વાયુ, અસ્તાચલ પર જતા સૂર્યનો શાંત ઉજ્વળ પ્રકાશ અને તેના સુવર્ણમય કિરણોવડે પ્રકાશિત થઇ રહેલી સૃષ્ટિ સુંદરીનાં દર્શન કરવાથી સિધ્ધાર્થને અતિ આનંદ થયો. અરણ્યમાંથી શહેરમાં જવાનો રસ્તો સ્વચ્છ અને સુંદર જોઇ તેને વિલાસભવન કરતાં બાહ્ય દ્રષ્ય અધિક સુંદર અને મનોહર જણાવા લાગ્યું. નગરમાં આવવાથી તેને ઘણોજ આનંદ થયો. ધ્વજા, પતાકા અને તોરણોવડે સમસ્ત શહેર, ઇન્દ્રભુવન જેવું શણગારેલું જોઇ તેનું મન અતિપ્રસન્ન થયું. "પૃથ્વી દુઃખગ્રસ્ત હોવાથી તે પોતાને બોલાવે છે." એ તેનું સ્વપ્ન માત્ર પોતાના મનની ભ્રાંતિ હોય એમ જણાવા લાગ્યું. ધૂળ કચરાથી સ્વચ્છ થયેલા રસ્તા, ધ્વજા તોરણોથી અલંકૃત થયેલાં મકાન અને સુંદર વસ્ત્રાલંકાર ધારણ કરેલા પ્રજાજનો જોઇ જગતમાં કોઈ દુઃખી નથી એવુંજ સિધ્ધાર્થને લાગ્યું પરંતુ તે સાથે જ સિધ્ધાર્થના મનમાં એવો પણ સંશય ઉત્પન્ન થયો કે: પોતે જૂવે છે તે સ્થીતિ સત્ય છે કે કેમ? નિશ્ચિત કરેલા રાજમાર્ગે રાજકુમારનો રથ ચાલતો હતો અને સર્વની વૈભવ સમ્પન્નતા જોવાથી તેનો સંશય દૃઢ થયો. સર્વ શહેરનું નિરીક્ષણ કર્યા પછી રથ જ્યારે બીજે એક માર્ગે ફેરવવામાં આવ્યો તેજ ક્ષણે સિધ્ધાર્થે છંદકને કહ્યું:

"છંદક! મ્હેં જે સમાજની સ્થીતિ જોઇ તે સત્ય નથી. પ્રજાજનો આટલાં બધાં સુખી હોય એ સમ્ભવિત નથી. સર્વત્ર આનંદ

જોવામાં આવ્યો તે કૃત્રિમ આનંદ જણાય છે. મહારાજાએ નિશ્ચિત કરેલે માર્ગે રથ નહિ ચલાવતાં એકાદ અન્ય માર્ગે રથ હાંકશે ત્યારે જ પ્રજાની ખરી સ્થીતિ હું જોઇ શકીશ."

સિધ્ધાર્થની આજ્ઞા સાંભળતાં જ છંદકે ધ્વજા પતાકાવાળો અને સ્થળે સ્થળે ઉભા રાખેલા રાજદૂતોવાળો માર્ગ બદલી બીજે જ રસ્તે રથ દંકાર્યો. રથ થોડે વેગળે જતાંજ એક ખેતરમાં એક ગરીબ ખેડુતની ઝુંપડી સિધ્ધાર્થની દ્દષ્ટિએ પડી. ઝુંપડીની પાસે જ એક ફાટલાં તુટલાં વસ્ત્રો ધારણ કરેલો ખેડુત ખેતરમાં કામ કરતો જોઈ સિધ્ધાર્થે પોતાના સારથીને કહ્યું;

"છંદક! આ કોણ છે?"

છંદકે ઉત્તર દીધો :

"મહારાજ! એ એક ગરીબ ખેડુત છે. એ લોકો આવોજ પરિશ્રમ કરી ધાન્ય પકવે છે અને તે ધાન્ય વડેજ સર્વ જગતનું પોષણ થાય છે."

સિધ્ધાર્થના મુખ પર દયાનાં ચિન્હો જણાયાં. તેણે કહ્યું

"અરેરે! ખેડુતો તો રાજ્યનું એક અગત્યનું અંગ છે. અહા! તે બિચારા કેવી દરિદ્રાવસ્થામાં છે? બુદ્ધિશાળી રાજાઓએ જન સમાજનું યથાર્થ અવલોકન કરવું હોય તો મ્હોટા મ્હોટાં શહેર અને નગરોમાં પ્રવાસ નહિ કરતાં ગરીબોની ઝુંપડીમાં જઇ ત્યાંની વસ્તુ-સ્થીતિનું અવલોકન કરવું જોઇએ, તેમના સુખદુઃખનો અનુભવ લેવો જોઈએ ત્યારેજ તેઓ જનસમુદાયની ખરી સ્થીતિ જાણી શકશે."

સિધ્ધાર્થના ઉદ્દગારનો અંત આવતાં પહેલાંજ વેગપૂર્વક ચાલતો રથ પોતાના શરીરને અથડાય નહિ એ વિચારથી ઉતાવળે

પગલે એક બાજુએ દોડી જતા એક વૃદ્ધ ખેડુત પર સિધ્ધાર્થની દ્રષ્ટિ ગઈ. તે ગરીબ કંગાલ ખેડુતને જોઇ સિધ્ધાર્થે કહ્યું;

"છંદક! લાકડીના ટેકાથી ઘણા કષ્ટે એક એક પગલું ભરતો પેલો ઉતાવળો કોણ દોડે છે? બિચારો તદ્દન નિર્બળ જણાય છે. તેનું શરીર તદ્દન શુષ્ક હાડમાંસનો માળો બન્યું છે. અરે! તેની શરીરની પ્રત્યેક નસ જોઇ શકાય છે. માથાના વાળ શ્વેત થયા છે. મોઢામાં એક પણ દાંત નથી. તે મોઢેથી "ભગવાન! ભગવાન!" બોલીને ચાલે છે. એ કોણ છે?"

છંદકે ઉત્તર દીધો:

"મહારાજ! એ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કરેલો મનુષ્ય છે. તેને કોઇ કુટુંબીજન નહિ હોય અથવા તેના સગા કુટુંબીજનોએ તેનો ત્યાગ કર્યો હોય એમ જણાય છે, તેની સર્વ ઇન્દ્રિઓ અત્યંત ક્ષીણ થયેલી જણાય છે. તે આ જગતમાં થોડા દિવસનો મહેમાન છે."

સિદ્ધાર્થે પૂછ્યું:

"પણ તે આવો વૃદ્ધ કેમ? તેના શરીરમાં જ જરાવસ્થા આવી છે કે જગતના સર્વ પ્રાણી માત્રને તે પ્રાપ્ત થાય છે? છંદક! મ્હારા પ્રશ્નનો સાચો ઉત્તર આપ."

છંદકે ઉત્તર આપ્યો:

"મહારાજ! જરાવસ્થા તો પ્રાણીમાત્રનો ખાસ ધર્મ છે. શરીરનો નિજ ધર્મ છે. બાલ્યાવસ્થા પછી તારૂણ્યાવસ્થા, તારૂણ્ય પછી પ્રૌઢાવસ્થા અને તેની પાછળ જ વૃદ્ધાવસ્થા. આ પ્રમાણે પ્રત્યેક મનુષ્યની

ચાર અવસ્થા હોય છે. તે પ્રાણી માત્રને ભોગવવી પડે છે. સૃષ્ટિકર્તાનો એજ નિયમ છે."

સિદ્ધાર્થે કહ્યું:

"ત્યારે તો એ વૃદ્ધાવસ્થા મ્હને પણ પ્રાપ્ત થશેજ!"

"હા મહારાજ! તે કોઈને છોડે એમ નથી, પછી તે શ્રીમંત રાજા હો કે ગરીબ દરિદ્રી હો. વૃદ્ધાવસ્થા તો પ્રત્યેક મનુષ્યને ભોગવવીજ પડે છે." છંદકે ખુલાસો કર્યો.

સિદ્ધાર્થે એક દીર્ઘ નિશ્વાસ નાંખી કહ્યું:

"અરેરે છંદક! આપણે કેટલા બધા અજ્ઞાની છીએ? આપણે યૌવનના મદમાં ઉન્મત્ત બની ભવિષ્યમાં આવનાર વૃદ્ધાવસ્થા સબંધી થોડો પણ વિચાર કરતા નથી! ક્ષણિક સ્થાયી રહેનાર યૌવનાવસ્થા! તેમાં આપણને કેટલો લોભ, કેટલો મોહ, કેટલો અહંકાર! યુવાવસ્થામાં મનુષ્યો જગતનાં પ્રાણી માત્રને તુચ્છ સમજી કેટલાં નિશ્ચિંત રહે છે! કેવાં દયાહીન, ધર્મહીન, નીતિહીન અને વિનય—નમ્રતાહીન પાપકર્મો કરે છે! છંદક! ઉભો રહે! મ્હારો રથ અહીંજ થોભાવ."

છંદકે રથ થોભાવ્યો. સિદ્ધાર્થ રથમાંથી નીચે ઉતર્યો. વૃદ્ધની પાસે જઈ તેનુ સારી રીતે અવલોકન કર્યું. વૃદ્ધને જોઈ સિદ્ધાર્થના મનમાં ઘણો ઉદ્વેગ થયો. તે પુન રથમાં બેઠો. રથ ચાલવા લાગ્યો. રથ થોડે વેગળે જતાંજ એક બીજો બનાવ તેની દૃષ્ટિએ જોવામાં આવ્યો. એક વ્યાધિગ્રસ્ત મનુષ્ય દુઃખથી પિડાતો રસ્તામાં ચાલતો હતો. તેના શરીરનું સર્વ રક્ત સૂકાઈ ગયુ હતું, તેથી તે ફિક્કો અને શક્તિહીન થયો હતો. તેનો શ્વાસોશ્વાસ જોરથી ચાલતો હતો. એક એક ડગલું ભરવામાં તેને ભારે કષ્ટ થતું હતું. તે મનુષ્યને જોતાંજ સિદ્ધાર્થનું મન પિગળી ગયું. તેણે છંદકને કહ્યું:

"છંદક! આ મનુષ્યનું શરીર વૃદ્ધ જણાતું નથી, તેમ છતાં તેની આવી દુર્દશા શાથી થઇ હશે?"

છંદકે તે રોગી મનુષ્યના સ્હામું જોઇ ઉત્તર દીધોઃ

"મહારાજ! એ મનુષ્ય કોઈ પ્રકારના વ્યાધિથી પીડાય છે તેથીજ તેની આવી સ્થીતિ થઈ છે. તે રોગથી એટલો ક્ષીણ અને નિર્બળ થયો છે કે તેને જગતમાં જીવવાની બીલકુલ ઇચ્છા નથી. બિચારો નિરાશ થઇ મૃત્યુની રાહ જુવે છે."

સિદ્ધાર્થે પૂછ્યું

"છંદક! આ મારે વ્યાધિએ તેના શરીરમાં પ્રવેશ કર્યો?"

છંદક બોલ્યો

"મહારાજ! એ કહી શકાય એમ નથી. શરીરનું આરોગ્ય એ તો સ્વપ્ન જેવું ક્ષણભંગુર છે. કયે વખતે કયો રોગ શરીરમાં પ્રવેશ કરશે એનો કાંઈ નિયમ નથી. શરીર એ તો રોગોને રહેવાની ગુફા છે. ગમે તેવો બળવાન જણાતો તરુણ કોઈ એક દિવસ વ્યાધિથી પિડાતો જણાય છે. તે વખતે તેનું તારુણ્ય-અભિમાન અને લક્ષ્મીનો મદ છેક્જ ઉતરી જાય છે. એ સ્થીતિમાં ગમે તેવો શ્રીમંત ગરીબ કંગાલ બની જાય છે એટલુંજ નહિ પણ તે ક્ષણે ક્ષણે ભગવાનની સહાયતા માગે છે અને વ્યાધિમુક્ત થવા પ્રાર્થના કરે છે. તે વખત તેના નેત્રમાંથી અશ્રુધારા વહન થાય છે. તેનું શરીર થર થર કમ્પે છે. તેની એવી અવસ્થા જોઈ કુટુંબીજનો, સગાં વ્હાલાં અને સ્નેહીઓને પણ તેની દયા આવે છે! તે વખત પુષ્કળ લક્ષ્મીનો વ્યય કરવા છતાં વ્યાધિ તેને છોડતો નથી. અંતે તે મૃત્યુના વિકરાળ વદનમાં ચાલ્યો જાય છે અને સગાં વ્હાલાંને જગતમાં રડતાં મૂકતાં રહેતા રહે છે!"

એ સાંભળી સિદ્ધાર્થના શરીરમાં રોમાંચ થયો. તે કરણ સ્વરે બોલ્યો :

"છંદક! તરૂણ મનુષ્યની પણ એવી અવદશા થાય છે? તે સમયે વિલાસ વૈભવની સામગ્રી કાંઇ ઉપયોગમાં આવતી નથી અને છેવટે તે મૃત્યુને શરણ થાય છે? ઓહ! છંદક! મ્હારે મારે પણ તે એક દિવસ નિર્માણજ થયો છે! ઠીક, ત્યારે તો બુદ્ધિમાન મનુષ્યે પોતાનું કર્તવ્યકર્મ કરવું એજ જીવનનો ઉદ્દેશ હોવો જોઇએ. પરોપકાર! પરોપકાર! બસ, એજ જીવનનો એક ઉદ્દેશ! મનુષ્યનું એજ કર્તવ્ય! એમ છતાં હજી હું શારીરિક સુખને વળગી રહ્યો છું. વિલાસ વૈભવમાં જ ગુંથાઇ રહ્યો છું. ઠીક, રથ આગળ ચલાવ."

સિદ્ધાર્થની આજ્ઞા પ્રમાણે રથ આગળ હંકાર્યો. થોડે જતાંજ સિદ્ધાર્થની દૃષ્ટિએ એક વિચિત્ર બનાવ જોવામાં આવ્યો. એક મૃત્યુ પામેલા મનુષ્યનું શબ નનામીમાં બાંધેલું પડયું હતું. તેની આસપાસ તેનાં સગાં સહોદર મ્હોટી બૂમો પાડતાં રડતાં કકળતાં બેઠાં હતાં. એ જોઈ સિદ્ધાર્થના હૃદયમાં ભય અને કરૂણા ઉત્પન્ન થઈ. તેણે સારથીને પૂછ્યું :

"છંદક! પેલા મનુષ્યને નનામીમા બાંધી બીજા મનુષ્યો શા માટે કલ્પાંત કરે છે?"

"મહારાજ! તે મનુષ્ય મૃત્યુ પામ્યો છે. તેને સ્મશાનમાં લઈ જવા માટે નનામીમાં બાંધ્યો છે. તે મરણ પામવાથી તેનાં સગાં-વ્હાલાં અને કુટુંબીજનો અશ્રુપાત કરી રહ્યા છે." છંદકે ઉત્તર દીધો.

સિદ્ધાર્થે એક-ઉંડો નિ શ્વાસ મુકી નિરાશાદર્શક સ્વરે કહ્યું

"છંદક! મનુષ્યને માટે મૃત્યુ નિર્માણ જ થયલું છે કે એક દિવસ આ જગતનો ત્યાગ કરી મનુષ્યે ચાલ્યા જવું પડશે એ નિશ્ચિતજ છે. મનુષ્યનું જે કાંઈ કર્તવ્ય હોય, તેનો જે ધર્મ હોય તે યુવાવસ્થામાં જ કરી લેવું જોઈએ. યુવાવસ્થાને અક્ષય અમર સમજી હું તો સર્વ જગતને ભૂલી ગયો હતો, પરંતુ તારૂણ્યનો ક્યારે નાશ થશે તેનો કાંઈ નિયમજ નથી. યુવાવસ્થાનો નાશ કરવા માટે વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુ એ તાકી રહ્યાં છે. ધિક્કાર હજો એ યુવાવસ્થાને! એ દુઃખમાંથી સર્વ પ્રાણી માત્રને મુક્ત કરવાનો કાંઈપણ પ્રયત્ન કરવો જ જોઈએ. દુઃખી દરિદ્રી મનુષ્યોને જોવા છતાં તેને દુઃખ દર્દથી મુક્ત કરવાનો પ્રયત્ન ન કરે તે જીવતો રાક્ષસ સમાન ક્રૂર છે. દુષ્ટ છે. એવા મનુષ્યરૂપી રાક્ષસને ધિક્કાર છે!"

સિદ્ધાર્થનો રથ વેગપૂર્વક ચાલવા લાગ્યો. સંધ્યા સમય થવાની તૈયારી હતી. વિલાસભવનનો પ્રચંડ કોટ જણાતો હતો. તેજ સમયે સિદ્ધાર્થને એક નવિન મનુષ્યનાં દર્શન થયાં. તેને કોટની નજીક થઈને પસાર થતો જોઈ સિદ્ધાર્થે છંદકને પૂછ્યું:

"છંદક! પેલો ભગવાં વસ્ત્ર ધારણ કરેલો મનુષ્ય આપણા તરફ આવે છે તે કોણ છે? તેની મુખમુદ્રા ગંભીર શાંત છે. તે સ્થીર અને નિર્વિકાર ચિત્તે ચાલતો જણાય છે. તેણે પોતાના હાથમાં એક આશ્ચર્યકારક પાત્ર ધારણ કર્યું છે. તેને તું ઓળખે છે?"

સારથીએ ઉત્તર દીધો:

"રાજકુમાર! તે ભગવાં વસ્ત્ર ધારણ કરેલા મનુષ્યે સર્વજનગણનો પરિત્યાગ કરી સન્યસ્ત ગ્રહણ કર્યું છે. તેણે વૈરાગ્ય ધારણ કરેલો હોવાથી તેના હાથમાં ભિક્ષાપાત્ર ગ્રહણ કર્યું છે. તે ભિક્ષા માંગી પોતાનો ઉદરનિર્વાહ કરે છે. પોતાના આત્માને પૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય તે માટે જ તેણે એ વૃત્તિ સ્વીકારી છે."

છંદકના શબ્દો સાંભળતાં સિદ્ધાર્થના મન પર કાંઈ જૂદીજ અસર થઇ. તેણે કહ્યું :

"છંદક! આ રસ્તે આવતાં જે જે દશ્યો મ્હારા જોવામાં આવ્યાં તેથી આજનો દિવસ હું અતિ મહત્વનો સમજીશ. વિલાસભવનમાં વિષય લોલુપ થઈ હું મ્હારૂં જીવન કર્તવ્ય વિસરી ગયો હતો. આજે જે બનાવ જોયા તેથી પુનઃ મ્હારામાં કર્તવ્ય જાગૃતિ થવા પામી છે. પ્રાણી માત્રનાં દુઃખ નિવારણ કરવા માટે મ્હારે કયો માર્ગ ગ્રહણ કરવો એ પેલા ભિક્ષુકને જોવાથી મ્હારા લક્ષ્યમાં આવ્યું છે. પોતાનો અને અન્ય પ્રાણીઓનો આત્મોદ્ધાર કરવા માટે એજ માર્ગ શ્રેષ્ઠ છે એમ મ્હને જણાય છે. સર્વ જનસંગનો પરિત્યાગ કરી મ્હારે ભિક્ષુ થવું ઉચિત છે."

રાજકુમારના હૃદયોદ્દગાર સાંભળી છંદકને ઘણો ખેદ તેમજ આશ્ચર્ય થયું. કાંઈપણ ઉચ્ચાર નહિં કરતાં રથ વિલાસભવનમાં લઈ ગયો. કુમારે પોતાના મહેલમાં પ્રવેશ કર્યો.

યશોધરા આતુર નયને તેની વાટ જોઈ રહી હતી.

કુમારને આવેલો જોઇ સ્મિત હાસ્ય ભરેલે વદને તે પતિદેવતાનો સત્કાર કરવા આનંદ પામતી મહેલના દ્વારપર્યંત સ્હામી ગઈ અને તેને અંતઃપુરમાં લઈ ગઈ. પતિના આગમન સમાચાર સાંભળી તેને જે આનંદ થયો હતો તે તેની મુખમુદ્રા જોતાં જ નાશ પામ્યો પતિનો ચ્હેરો નિરાશાયુક્ત, ચિંતાતુર અને મ્લાન જણાતો હતો. સિદ્ધાર્થને એક પલંગ પર બેસાડી યશોધરા તેને પંખા વડે પવન નાંખવા લાગી.

થોડીવારે તેણે કહ્યું:

"નાથ! આજે ચિન્તાગ્રસ્ત કેમ જણાઓ છો? આજે તમે સુખપૂર્વક નગર અવલોકન કર્યું હશે."

કાંઇક અક્ષરો લખેલા હતા. તે વેગપૂર્વક સપાટાબંધ ફરતું હોવાથી અક્ષરો વાંચી શકાતા ન હતા. ચક્રમાંથી એક જ્યોતિ–પ્રકાશ નિકળતો હવામાં ઉડી જતો હતો. તેમાંથી એક પ્રકારનો ગંભીર ધ્વનિ નિકળી તે સર્વત્ર પ્રસરી જતો હતો. જોતજોતામાં તે ચક્ર પણ અદૃશ્ય થઈ ગયું અને તે સ્થાને એક મ્હોટી નોબત જણાવા લાગી. સિદ્ધાર્થ તે ખૂબ જોરથી વગાડતો હતો. નોબતનો પ્રચંડ ધ્વનિ દશે દિશામાં વ્યાપી ગયો હતો. થોડી વારમાં જ નોબત અદૃશ્ય થઈ ગઇ તેની જગ્યાએ એક દેવળ જોવામાં આવ્યું. મંદિરનો મોટો ભાગ ઉચ્ચ થતો થતો આકાશમંડપ સુધી પહોંચી ગયો. સિદ્ધાર્થ તેટલે ઉંચે ચઢી, બેઠો અને પોતાના બન્ને હાથ વડે મંદિર નજીક ઉભેલા પ્રેક્ષકમંડળને મોતી અને રત્નો વહેંચવા લાગ્યો. એટલામાં તે મંદિર અદૃશ્ય થયું અને ત્યાં છ પુરૂષો આક્રંદ કરતા આવ્યા. તેમનો ચ્હેરો ક્રોધાયમાન અને ઉદ્વિગ્ન હતો. તેઓ ઉચ્ચ સ્વરે વિલાપ કરવા લાગ્યા.”

આ સ્વપ્ન જોઈ રાજા શુદ્ધોદન અત્યંત ભયભીત થયો. છેવટનો વિલાપ સ્વર સાંભળી તે મ્હોટી ચીસ પાડી જાગી ઉઠ્યો અને વ્યાકુળ અંતઃકરણે સ્વપ્નનો વિચાર કરવા લાગ્યો. તેણે તુરત જ રાજસેવકોને મોકલી સ્વપ્ન, જ્યોતિષ આદિ જાણનાર વિદ્વાનોને બોલાવી મંગાવ્યા. તેમને પોતાનો સર્વ સ્વપ્નવૃત્તાન્ત કહી સંભળાવ્યો પરંતુ તે વિદ્વાનોમાંથી કોઇ પણ રાજાના સ્વપ્નનું ફળ કહી શક્યા નહિ. વિદ્વાનોનું એવું જ્યોતિષ જ્ઞાન જાણી રાજાને અતિ ક્રોધ ચઢ્યો. તેના મનમાં ઘણું દુઃખ થયું. તેણે કહ્યું: “મ્હારા રાજ્યમાં આટલા બધા જ્યોતિષીઓ હોવા છતાં તેમાંના કોઈને સ્વપ્નશાસ્ત્રનું જ્ઞાન નથી એ આશ્ચર્ય છે!” રાજાને બમણો ઉદ્વેગ થયો. વિશેષ ચિંતા થઈ એટલામાં જ કટિદેશ પર મૃગચર્મ ધારણ કરેલા શ્વેતજટાધારી એક ઋષિ ત્યાં આવી પહોંચ્યા. તેમણે કિંચિત્ સ્મિત કરતાં રાજાને કહ્યું:

"રાજન્! તમારા સ્વપ્નનું શુભાશુભ પરિણામ કહેવા માટે જ હું આવ્યો છું. તમે જે સ્વપ્ન જોયું તે નિઃસંશય શુભ છે. તેને માટે ચિંતા કરવાનું કાંઈ કારણ નથી."

એટલું કહી ઋષિએ રાજાનો સર્વ સ્વપ્ન વૃત્તાન્ત સાંભળ્યો. ઋષિએ ઉત્તર દીધો.

"શુદ્ધોદન! તમે જે સ્વપ્ન જોયુ છે તે ખરેખર આનંદદાયક છે. તમે છિન્નભિન્ન થયેલી ધ્વજા જોઈ તેનો અર્થ જીર્ણ ધર્મનો લોપ થઈ પૃથ્વી પર સત્વર એક નવિન ધર્મ સ્થાપન થવાનો છે. તમે દશ હાથી જોયા તેનો અર્થ નવિન સ્થાપન થનાર ધર્મને દશ સત્તાશકિત છે. એ શકિતને લીધે જ યુવરાજ સંસારનો ત્યાગ કરી નવિન ધર્મજ્ઞાન વડે સર્વ જગતમાં ફેરફાર કરી દેશે. સિદ્ધાર્થનો રથ ખેંચનાર ચાર ઘોડા તમે જોયા તે ચાર ધર્મ છે. તે સિદ્ધાર્થને સંશયરૂપી અંધકારમાંથી આલોકમય જ્ઞાનદીપમાં લઈ જશે. જે વિશાળ ચક્ર ફરતુ જોયુ તે ચક્ર પ્રેમસૂચક છે. તે સિદ્ધાર્થને જ્ઞાન પ્રાપ્ત થયા પછી સર્વ જગતમાં એક બીજા પર પ્રેમભાવ ઉત્પન્ન કરશે. તમે દુંદુભિ ધ્વનિ સાંભળ્યો તે સિદ્ધાર્થનો ધર્મપ્રચાર ધ્વનિ છે. તે ધ્વનિ સાંભળી જગતના સર્વ મનુષ્યો મુગ્ધ થશે અને નવિન ધર્મનો સ્વિકાર કરશે. તમે એક અતિ ઉચ્ચ મંદિર જોયું તેનો અર્થ એ છે કે તે સિદ્ધાર્થના પ્રચલિત ધર્મનુ સ્વરૂપ છે અને તેણે મોતી અને રત્નો પ્રેક્ષકોને આપ્યા તે એમ જ દર્શાવે છે છે કે તે તેના ધર્મનાં ઉપદેશ રત્નો છે. જે છ પુરૂષોને આક્રોશ કરતાં જોયા તે ષડ્દર્શન શાસ્ત્રના જ્ઞાતા અધ્યાપક હતા. તેઓ સિદ્ધાર્થના નવિન ધર્મમતનુ ખંડન કરી શકયા નહિ તેથી ક્રંદન કરતા હતા. રાજા શુદ્ધોદન! તમારા સ્વપ્નનો અર્થ હવે તમને સમજાયો હશે. એ માટે હવે તમે શોક કરશો નહિ. સિદ્ધાર્થની વૈરાગ્ય ભાવના માટે આનંદ જ માનવો જોઈએ. સિધ્ધાર્થ હવે

સત્વર રત્નાલંકાર અને વસ્ત્રાભૂષણનો ત્યાગ કરી તેના કરતાં પણ અમૂલ્ય ભગવાં વસ્ત્ર ધારણ કરી ક્ષુદ્ર કપિલવસ્તુ નગર કરતાં સહસ્ત્ર-ગણા શ્રેષ્ઠ સ્થાન પર પોતાની ધર્મસત્તા જમાવશે અને સર્વત્ર નવિન ધર્મ ગર્જના કરશે."

એટલું કહી તુરતજ ઋષિ મહારાજ ઉતાવળે પગલે રાજમહેલ બહાર નિકળી ક્યાંક અદૃશ્ય થઇ ગયા. તેમની પાછળ સ્વપ્ન ફળ કહેવા આવેલા સર્વ જ્યોતિષીઓ પણ રાજાને પ્રણામ કરી પોત-પોતાને ઘેર ચાલ્યા ગયા. ઋષિ કથિત સ્વપ્ન ફળ સાંભળી રાજાની સ્થીતિ અતિ વિચિત્ર થઇ. કેટલીકવાર સુધી તો તે પાષાણુની પ્રતિમા જેવો સ્થીર બેસી રહ્યો હતો. થોડીવાર પછી તેની દૃષ્ટિ શાંત થઇ. ઋષિએ કહેલા સ્વપ્ન ફળ પર પુનઃ વિચાર કરવા લાગ્યો. પુત્ર અને રાજ્ય પ્રત્યે મોહવશ થએલા રાજા સિદ્ધાર્થની વૈરાગ્ય સમ્પન્ન ભાવિ હકિગત સાંભળી પ્રસન્ન નહિં થતાં અત્યંત ખિન્ન થયો. દૈવીશક્તિ અધિક કે રાજ્યસત્તા અધિક તે સંબંધી શુદ્ધોદને અત્યાર પહેલાં કંઈ વિચાર કર્યો નહતો. પરંતુ ઋષિએ સ્વપ્નફળ કહ્યા પછી દૈવિશક્તિ કરતાં પોતાની રાજ્યસત્તા અધિક જણાવાથી તેના મનમાં ક્ષોભ ઉત્પન્ન થઇ અને ગમે તે યુક્તિ પ્રયુક્તિથી રાજપુત્રનો રાજ્યાભિષેક કરી તેને રાજા બનાવવાનો નિશ્ચય કર્યો વિલાસભવન નજીક અનેક હોંશિયાર પહેરેગીર ગોઠવી દીધા. બીજી તરફ વિલાસભવનમાં કેટલીક સામગ્રી મોકલી દીધી. સિદ્ધાર્થનું મન રિઝવવા માટે નૃત્ય અને સંગિતમાં અતિકુશળ સુંદર સ્ત્રીઓ નિમવામાં આવી. તે ઉપરાંત યશોધરાના પુત્ર પર સિદ્ધાર્થને વિશેષ પ્રેમ ઉત્પન્ન થાય એવો પ્રયત્ન પણ કરવામાં આવ્યો. તથાપિ સિદ્ધાર્થના મનમાં વૈરાગ્યની દૃઢ ભાવના ઉત્પન્ન થઇ હતી. તે કોઇ પણ પ્રયત્ને નાશ પામી નહિ. તે પોતાના વૈરાગ્યના વિચાર પ્રસંગોપાત સહધર્મિણી યશોધરાને જણાવી તેની સલાહ પુછતો હતો.

૧ સિદ્ધાર્થના વિચારનો શો ઉત્તર આપવો તે યશોધરાને સુઝતું નહી. સત્ય કહેવાથી પતિની વૈરાગ્ય વૃત્તિ પ્રત્યે સમ્મતિ દર્શાવ્યા જેવું થશે અને અસત્ય કહેવાથી સહધર્મિણીનો ધર્મનાશ પામવા જેવું થશે. આવા ધર્મ સંકટમાંથી કેમ મુક્ત થવું તેનોજ તે વિચાર કરતી હતી. આ વખત તેને ચુપચુપ બેસી રહ્યા સિવાય બીજો કોઈ ઉપાય નહતો.

રાજા શુદ્દોદને વિલાસભવનમાં વિશેષ બંદોબસ્ત કરેલો જોઈ સિદ્ધાર્થને પિતાના સ્નેહ પ્રત્યે આશ્ચર્ય થતું તે સાથેજ તેની અજ્ઞાનતા માટે તેને ઘણું દુઃખ પણ થતું. નવિન બંદોબસ્ત કર્યા પછી કેટલેક દિવસે રાજા, સિદ્ધાર્થની મન સ્થીતિનું અવલોકન કરવા વિલાસભવનમાં ગયો. સિદ્ધાર્થને કુશળ સમાચાર પૂછ્યા પછી સિદ્ધાર્થે કહ્યું:

"પિતાજી! તમે તે દિવસ મ્હને કપિલવસ્તુનગર અવલોકન કરવાની આજ્ઞા આપી હતી પરંતુ તે સમયે નગર શણગારવાની તમારી આજ્ઞાને લીધે મ્હને જનસમાજની સાચી સ્થીતિ જોવાનો લાભ મળ્યો ન હતો. કોઈપણ અમંગળ કે ઉદ્વેગજનક વસ્તુસ્થીતિ મ્હારા જોવામાં ન આવે તે માટે તમે ખાસ બંદોબસ્ત કર્યો હતો, તેથી મનુષ્યોની સત્ય સ્થીતિ હું જોઈ શક્યો ન હતો. તે દિવસ મ્હેં ચારે દિશામાં કૃત્રિમ આનંદનાં જ દર્શન કર્યા! સર્વત્ર સુખ-શાંતિ જ જોવામાં આવી. જેને ભવિષ્યમાં રાજા થવું હોય તેને આવા બનાવટી રાજ્ય સમારંભ જોઇ ભવિષ્યમાં રાજ્યકાર્યભાર ચલાવવામાં કેટલી સહાયતા મળી શકે? રાજા પોતાની દીન, દુઃખી, અને દરિદ્રી પ્રજાને સર્વ પ્રકારે સુખી સમજી નિશ્ચિંતપણે રાજ્યવૈભવ ભોગવી ઐહિક સુખમાં દિવસો નિર્ગમન કરે છે. રાજ્યનાં હજારો પ્રજાજનોનું દૈનિકજીવન કદીપણ સુખમાં વ્યતીત થાય જ નહિં એમ હું

સમજું છું, તેથી જો તમે મ્હને પ્રજાની સાચી સ્થીતિ અવલોકન કરવાની આજ્ઞા કરશો તોજ કેની યોગ્યતાથી રાજ્ય ચલાવવું તેનું મ્હને જ્ઞાન થશે. જો રાજ્યની સ્થીતિ હું યોગ્ય રીતે નહિં સમજું તો મ્હારે હાથે પ્રજા પર નિરર્થક જુલમ થવાનો સંભવ છે. વિલાસભવનમાં નૃત્યગીત આદિમાં ગુંથી રાખી રાજ્યકાર્યભાર મ્હને સોંપવો એ અનુચિત છે. જો મ્હને રાજા બનાવવાની આપની ઇચ્છા હોય તો સાચી લોકસ્થીતિનું મ્હને જ્ઞાન થવા દેવું આપનું કર્તવ્ય છે. આપની આજ્ઞા થશે તો હું અને છંદક નિત્ય ગુપ્ત વેશ ધારણ કરી શહેરમાં અને અન્યત્ર જઈ પ્રજાની સ્થીતિનું અવલોકન કરીશ."

સિદ્ધાર્થનો પ્રશ્ન સાંભળી રાજા શુદ્ધોદન વિચારમાં પડયો. તેનું કહેવું વિશેષ અંશે સત્ય હોવાથી તેણે કબુલ કર્યું. રાજાની આજ્ઞા થતાંજ વિલાસભવનના દરવાજા ઉઘડી ગયા. સિદ્ધાર્થ અને છંદક નિત્ય ગુપ્તવેશ ધારણ કરી જનસમાજની ખરી સ્થીતિ જોવા વિલાસ ભવન બહાર જવા લાગ્યા. એક દિવસ બજાર, એક દિવસ ન્યાયની કચેરીઓ, એક દિવસ જૂદાં જૂદાં કારખાનાં, એક દિવસ જાદુગરોના ખેલ. એક દિવસ કૃષિ કર્મ તો એક દિવસ જૂદાં જૂદાં દેવમંદિર આ પ્રમાણે મનમાં આવતું તેમ સર્વત્ર ભ્રમણ કરી પ્રજાજનોની સ્થીતિ બન્ને અવલોકન કરવા લાગ્યા. ઘણા દિવસ તેમણે અવલોકન કર્યું. સ્વતંત્રતાથી સિદ્ધાર્થની ઉદ્વિગ્નતા દૂર થશે અને ઐહિક સુખમાંજ સાચું સુખ છે તે તેને સમજાશે એમ રાજાના મનમાં હતું. પરંતુ જેમ જેમ તે સ્વતંત્રતાપૂર્વક નિત્ય નવાં સ્થાનોમાં ભ્રમણ કરતો, લોક સ્થિતિનું સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરતો તેમ તેના મનમાં ઉત્પન્ન થયેલી વૈરાગ્ય ભાવના નિર્મૂળ થવાને બદલે અધિકાધિક શાખા પ્રશાખાવાળા પ્રચંડ વૃક્ષની પેઠે વિશાળ બનતી હતી. -

એક દિવસ સિદ્ધાર્થ છંદક સારથી સાથે શહેરનું અવલોકન કરી રોહિણી નદીને કાંઠે બેઠો હતો. નદીનો એક સરખો વહેતો જળ-

પ્રવાહ જોઇ તેના મનમાં અનેક વિચાર તરંગ ઉત્પન્ન થવા લાગ્યાં. તેણે છંદકને કહ્યું:

"છંદક! નદીનો પ્રવાહ એક સરખો વહન થઇ સમુદ્રના મુખમાં પ્રવેશ કરવાનું પોતાનું કાર્ય નિરાલસપૂર્વક કરી રહ્યો છે. જગતમાં લોકોનો દુઃખમય જીવન પ્રવાહ પણ એ પ્રમાણેજ સતત્ વહન થઇ રહ્યો છે, પરંતુ એ બન્ને પ્રવાહમાં કેવું મ્હોટું અંતર છે? એક માત્ર પરોપકારને માટે કોઇની નિંદા કે સ્તુતિની પરવા નહિ કરતાં અસંખ્ય પ્રાણીઓને જળપાન કરાવી નિરાભિમાનપૂર્વક સમુદ્રને શરણે જાય છે ત્યારે બીજો જીવન કલહથી સંસારમગ્ન થઈ રૌરવ નરકને જઇ મળે છે! ધિક્કાર છે આપણા જેવા લોભવશ મનુષ્યોને! ધિક્કાર છે વિશ્વાસઘાતક સ્વાર્થી મનુષ્યોને! ધિક્કાર છે એ વિલાસ વૈભવને અને ધિક્કાર છે એ સંસારની મોહમાયાને! નિર્લોભ ચિત્તદ્વારા પરસ્પર પ્રેમ અને પરોપકાર કરવો એજ આપણું મનુષ્ય કર્તવ્ય છે પરંતુ તેઓ કર્તવ્ય ભ્રષ્ટ થઈ આત્મશાંતિનો સહજ પણ પ્રયત્ન કરતા નથી. છંદક! પેલા ભિક્ષુની વૈરાગ્ય વૃત્તિજ આત્મશાંતિદાયક જણાય છે. તેને મોહ નથી, મમતા નથી, લોભ નથી, સ્વાર્થ નથી! પરોપકાર એજ તેનું જીવનવ્રત છે. રાજ્ય સ્વીકારી રાજા થવા કરતાં ભિક્ષાપાત્ર સ્વીકારી સર્વ પ્રાણીમાત્રમાં પ્રેમવૃદ્ધિ કરવી હું અધિક યોગ્ય સમજું છું. હું ભિક્ષુ થઈ નિર્વાણ માર્ગ શોધવો પસંદ કરું છું."



## પ્રકરણ ૫ મું.

### કર્તવ્ય જાગૃતિ.

For now the hour is come when I should quit
This golden prison where my heart lives caged,
To find the Truth which henceforth I will seek,
For all men's sake until the Truth be found

વસંત ઋતુ ! સૃષ્ટિ દેવતા યુવાવસ્થામાં આવેલાં હોવાથી સુંદર તરુણ જેવા વિશેષ સુંદર જણાતા હતા. પૂર્ણિમાનો પૂર્ણ ચંદ્ર આકાશ મંડપના મધ્ય ભાગમાં આવી સૃષ્ટિ પર ઉજ્વલ શિતલ કિરણદ્વારા અમૃતની વૃષ્ટિ કરતો હોવાથી અધિક સુંદર જણાતું હતું.

મધ્ય રાત્રિનો સમય હતો. આજે રામનવમીનો ઉત્સવ હોવાથી કપિલવસ્તુનગરી આનંદ ગર્જનાપૂર્ણ જણાતી હતી. નાના પ્રકારના વાજીંત્રોના કર્ણ મધુર સ્વર સંભળાતા હતા. પ્રજાજનો ઉત્સવમાં નિમગ્ન થયા હતા. માત્ર વિલાસભવન સમાધિનિષ્ઠ યોગિના જેવું

શાંત જણાતું હતું. અનેક રંગના સતેજ અને ચળકતા આરસપહાણના પત્થરો પર ચંદ્રનાં સફેદ કિરણોનો પ્રકાશ પડતો હોવાથી વિલાસભવન જાણે રત્નખંડોથી વિભૂષિત થયું હોય એવો ભાસ થતો હતો. આ સમયે ઉદ્યાનનાં પુષ્પવૃક્ષો વિશેષ વિકસિત થયેલાં હોવાથી શીતલમંદ વાયુની લહરો સર્વત્ર સુગંધ પ્રસારતી હતી. ચાંદનીના શુભ્ર પ્રકાશને લીધે રોહિણી નદીનો ખળખળ વહન થતો પ્રવાહ જાણે રજતતંતુ વડે વણેલા વસ્ત્ર જેવો શ્વેત સતેજ જણાતો હતો. ખડક પર પછડાતા પ્રવાહથી જળની છોળો ઉચ્છળતી, તે જાણે મહા મૂલ્યવાન્ મૌક્તિકનો ચળકતો ઢગલો હોય તેમ જણાતું હતું. શાંત નિસ્તબ્ધ વિલાસભવન અને રોહિણીના ખળખળ વહેતા જળપ્રવાહ તરફ જોતાં નિદ્રિત વિલાસભવનને રોહિણી કહી રહી છે કે: "જાગૃત થા! જાગૃત થા!" પરંતુ રોહિણીનો એ ભાવ આજે જણાતો નથી. આજે તેના ખળખળાટમાં જુદા પ્રકારની જ મંજુલતા ઉત્પન્ન થઈ છે. માતા જેમ પોતાના મધુર સંગિત વડે ન્હાનાં બાળકને નિદ્રાધિન કરવાનો પ્રયત્ન કરે છે તેજ પ્રમાણે તે શીતલ સરિતાદેવી પોતાના ક્રિડા સ્વરથી વિલાસભવનને નિદ્રાગ્રસ્ત કરવાનો પ્રયત્ન કરતી જણાય છે. પૂર્ણિમાનો ચંદ્ર ક્ષિતિજ પર આવી પોતાના સુધા કલશમાંથી સુધાની વૃષ્ટિ રોહિણી નદી પર કરવા લાગ્યો. તે સમયે સરિતા તદ્દન તન્મય થઇ પોતાના ગીતધ્વનિ વડે વિલાસભવન મુગ્ધ કરતી હતી. ભવનના દાસદાસી, રાજકુમાર અને યશોધરાને રોહિણીનો ખળખળ વહેતો અવાજ આજે મનોહર લાગતો હતો. જૂદાંજૂદાં વાજીંત્રો વગાડનાર દાસીઓએ આજે પોતાનાં વાદ્ય રોહિણીના ખળખળ વહન થતા અવાજ પ્રમાણે એક સૂર મેળવી વગાડવાનો આરંભ કર્યો. ગાયન ગાનાર ગાયિકાઓએ પણ તેજ સુમધુર સ્વર પ્રમાણે ગાવાનું શરૂ કર્યું. નૃત્ય કરનાર સ્ત્રીઓના પગનાં નૂપુરનો રુમઝુમ થતો સ્વર પણ રોહિણીના નિર્ઝર ધ્વનિની સ્પર્ધા કરવા લાગ્યો.

વિલાસભવનમાં સર્વત્ર સુમધુર વાજીંત્રોના સ્વર નિકળવા લાગ્યા ત્યારે ત્યાં ઉત્સાહ અને આનંદ પ્રસરી રહ્યો છે એમ જણાતું. તે આનંદ સરિતામાં સ્નાન કરનાર પ્રત્યેક મનુષ્ય રાજકુમાર સિદ્ધાર્થને આનંદરસ પાન કરાવવાનો પ્રયત્ન કરતાં હતાં. કેટલીક સુંદર સુવાન સેવિકાઓ રાજકુમારને પુષ્પના હાર પહેરાવવા લાગી. કેટલી લાવણ્યવતી તરૂણીઓ સુગંધભરિત પંખાઓ વડે નવ દમ્પત્તિને વાયુ ઢોળવા લાગી. કેટલાક સેવકો જૂદાંજૂદાં સુગંધી દ્રવ્યોના ધૂપથી વિલાસભવનને સુગંધમય કરવા લાગ્યા. આજે વિલાસભવને પોતાના નામ પ્રમાણે વિલાસની સાક્ષાત્ મૂર્તિનું રૂપ ધારણ કર્યું હતું. આજે ત્યાં સાક્ષાત્ વિલાસદેવતા નૃત્ય કરી રહ્યા હતા. વિલાસમાં સર્વ મનુષ્યો એટલાં મુગ્ધ થયાં હતાં કે તે કોણ જાણે શાથી નિદ્રાવશ થઇ ગયાં!

અત્યારે સિદ્ધાર્થની શી સ્થીતિ હતી? શું તે પણ વિલાસમુગ્ધ થયો હતો! શું તે નૃત્યગીતથી પ્રસન્ન થયો હતો! સર્વ મનુષ્યો એમજ સમજતાં હતાં પરંતુ તેની વાસ્તવિક સ્થીતિ તેવી ન હતી. તે નૃત્ય સંગીતથી પ્રસન્ન થયો ન હતો. વાદ્યના મધુર સ્વર છતાં કર્કશ અને સંગીતના મંજુલ સ્વર છતાં તે નિરસ જણાતો. તેને તો અવિરત ધારાથી વહેતો રોહિણીનો પ્રવાહધ્વનિ વિશેષ પ્રિય લાગતો. તે ધ્વનિનું ચૈતન્ય, પ્રસન્નતા, હૃદયોત્સાહક સુસ્વરતા, ગંભીરપણું વગેરે સ્વર્ગીય સદ્‌ગુણ જોઇ દેવતારૂપિણી રોહિણી પર્વત શ્રેણીમાંથી નૃત્ય કરતી પોતાના ગંભીર સ્વર વડે સર્વ પ્રાણી માત્રને બોધામૃતનું પાન કરાવી રહી છે એમ સિદ્ધાર્થને લાગતું. તેનું લક્ષ્ય માત્ર રોહિણીના મધુર ધ્વનિ પ્રત્યે લાગ્યું હતું. યશોધરાનું લક્ષ્ય સંગીતના મનોહારક સ્વર પ્રત્યે હોવાથી તે સાંભળતાં સાંભળતાં જ તે નિદ્રાવશ થઇ. સિદ્ધાર્થને પણ રોહિણીના પ્રવાહરૂપી મધુર ધ્વનિથી નિદ્રા આવી ગઇ.

રાજપુત્ર સિદ્ધાર્થ અને યશોધરા સુવર્ણ પલંગો પર નિદ્રાવશ થતાંજ દાસદાસીઓ પોતાના સ્થાન પર જઇ નિદ્રા લેવા લાગ્યાં. વિલાસભવનના કેટલાક મ્હોટા તેજસ્વી દિવા ઓલવી નાંખ્યા અને કેટલાક ઝીણા કરવામાં આવ્યા. ભવનના ઘણા સેવકો નિદ્રામાં હોવાથી આજે તે શાંત જણાતું હતું. વૃક્ષલતાનાં પાંદડાંને અવાજ થાય નહિ તેથી તે પણ સ્તબ્ધ બની ગયાં હતાં. રાત્રિએ વિહાર કરનાર પક્ષીઓ પણ માળામાં ચુપચુપ ભરાઇ બેઠાં હતાં. સિંહવ્યાઘ્ર આદિ પશુઓની ગર્જના પણ આજે બંધ થઇ હતી પરંતુ રોહિણીનો ખળખળ નાદ, સ્તબ્ધતાની બ્હીક નહિં રાખતાં પોતાની ઉપદેશામૃત વાણીદ્વારા શાંતિનો ભંગ કરતો હતો. તે વિશ્રાંતિની પરવાહ કરતો ન હતો. કોઇપણ વસ્તુની અપેક્ષા કરતો ન હતો. રોહિણીનો સતત્ વહન થતો પ્રવાહ તો "જગતનાં કલ્યાણ માટેજ સંતની વિભૂતિ" એ સૂત્ર પ્રમાણે જગત કલ્યાણનું કાર્ય કરી રહ્યો હતો!

આ સમયે સિદ્ધાર્થ ગાઢ નિદ્રામાં મગ્ન હતો. યશોધરા પણ નિદ્રાગ્રસ્ત હતી. તે એકદમ નિદ્રામાંથી ચમકી ઉઠી. સિદ્ધાર્થને જાગૃત કરવાના ઉદ્દેશથી ભયચકિત સ્વરે તેણે કહ્યું:

"નાથ! જાગૃત થાઓ. જાગૃત થાઓ. મ્હને અતિશય ભય લાગે છે."

યશોધરાના ભયગ્રસ્ત શબ્દો સાંભળી સિદ્ધાર્થ ગભરાતો એકદમ જાગૃત થયો. યશોધરાને પોતાની નજીક બેસાડી પૂછ્યું:

"પ્રિયદેવી! શા માટે બ્હીયે છે? એવું શું બન્યું વારૂ?"

યશોધરાની મુખમુદ્રા મલિન, શોકગ્રસ્ત અને ભયભીત જણાતી હતી. ભયને લીધે તેનું હૃદય ધડધડ થતું હતું. તેના શરીરમાંથી પ્રસ્વેદનો પ્રવાહ વહેતો હતો. તેનો શ્વાસ જોરથી વહેતો હતો. ભયનું

કારણ પતિને કહેવું કે નહિ એ વિચારથી તેણે એક વખત તેના મુખ સ્હામું જોયું, અને બીજી જ પળે તેણે બીજી તરફ દષ્ટિ ફેરવી દીધી. સિદ્ધાર્થની ઉત્સુકતા વૃદ્ધિ પામતી હોવાથી યશોધરાએ કહ્યું:

"નાથ! નિદ્રાવસ્થામાં મ્હેં એક વિચિત્ર સ્વપ્ન જોયું." યશોધરાના મુખમાંથી સ્વપ્નની વાત સાંભળતાંજ સિદ્ધાર્થના અંતઃકરણમાં ભય, જિજ્ઞાસા અને આશ્ચર્યસૂચક મનોવિકાર ઉત્પન્ન થયા. તેણે અધિરાઇથી પૂછયું :

"યશોધરા! ભય પામવા જેવું સ્વપ્ન કેવું હતું?" યશોધરા થોડો વખત શાંત રહી કંપને સ્વરે બોલી :

"નાથ! સ્વપ્ન અતિ આશ્ચર્યકારક હતું. તે કહેતાંજ મ્હને વિશેષ ભય લાગે છે. સ્વપ્નમાં મ્હેં જોયું કે સાયંકાળનો સમય હતો. ચંદ્ર આકાશપટ પર ઉદય થયો હતો. વિલાસભવનની ઉચ્ચ અગાશી પર જઈ હું પૃથ્વી પરની શોભા નિહાળતી હતી. કોટના સર્વ દરવાજા ખુલા હતા. હું કપિલનગર તરફ જોતી હતી, એટલામાં નગરના માર્ગ તરફથી એક શ્વેત બળદ વિલાસભવન તરફ દોડતો આવતો જણાયો. તે બળદનો રંગ બીજા સફેદ રંગના બળદ કરતાં અતિશય સફેદ હતો. તેનુ શરીર પણ વિશાળ હતું. તે અતિશય સતેજ અને બળવાન હતો. તેના શિંગડાં પણ ઘણાં મ્હોટાં અણિદાર હતાં. તેના કપાળ પ્રદેશ પર એક મ્હોટો તેજસ્વી મણિ ચળકતો હતો. તે જાણે આકાશનું કોઇ એક દેદીપ્યમાન્ નક્ષત્ર તેના મસ્તકમાં ચોંટ્યું હોય અથવા તે બળદે સ્વપરાક્રમથી વાસુકી પાસેથી મેળવી પોતાના લલાટ પ્રદેશ પર ધારણ કર્યો હોય તેવું જણાતું હતું. બળદની દોડવાની ગતિ અતિશય વિચિત્ર હતી. તે દોડતો વિલાસભવન તરફ જ આવતો હતો. ભવનનાં દ્વાર ઉઘાડાં હોવાથી તે અંદર આવી નુકશાન કરશે એવો મ્હને ભય લાગ્યો. હું તત્કાળ અગાશી પરથી નીચે ઉતરી અને

"દરવાજા બંધ કરો, દરવાજા બંધ કરો." એવી મ્હોટી બૂમો પાડતી દરવાજા પર્યંત ચાલી ગઈ, પરંતુ મ્હારી આજ્ઞા કોઇએ સાંભળી નહિ. બળદ તો ખૂબ બળપૂર્વક દોડતો આવતો હતો, તેથી મ્હને અત્યંત ભય લાગ્યો. હવે શું કરવું તે વિચાર કરતી હું દરવાજા નજીક ઉભી હતી એટલામાં જ દરવાજા નજીકના ઈંદ્ર મંદિરમાંથી મ્હોટો ધ્વનિ નિકળ્યો કે "આ બળદને કોઈ પકડો નહિં તો તે કપિલવસ્તુનાં સર્વ ગૌરવનો નાશ કરશે."

એ સાંભળી મ્હારો જીવ અત્યંત વ્યાકુળ થયો. એ સમયે જો કે હું બુદ્ધિહીન થઇ ગઈ હતી, છતાં મ્હારા બન્ને હાથ પહોળા કરી બળદને રોકવા પ્રયત્ન કરતી હતી. મ્હેં મ્હોટી બૂમ મારી સેવકોને સહાયતા માટે બોલાવતાં કહ્યું કે: "દરવાજા બંધ કરો." પરંતુ કોઇપણ સેવક મ્હારી સહાયતા માટે આવ્યો નહિં. જોતજોતામાં બળદ દોડતો આવી પહોંચ્યો. તેણે મ્હને શિંગડાં મારી દૂર ફેંકી દીધી અને દરવાજામાં પેસી ગયો. એ સમયે દરવાજાના પહેરેગીરોએ ગભરાતા દોડી જઈ દરવાજો બંધ કરવા પ્રયત્ન કર્યો પરંતુ બળદે દરવાજો તોડી છિન્નભિન્ન કરી નાંખ્યો. તેણે પહેરેગીરોને લતાપ્રહારથી પૃથ્વી પર પાડી નાંખ્યા અને તુરતજ વિલાસભવનમાં બળપૂર્વક પ્રવેશ કર્યો.

હું દરવાજા આગળ ઉભી રહી સર્વ બનાવ જોતી હતી. વિલાસભવનના ઉપવનમાં બળદ અદૃષ્ય થઈ ગયો. તે પછી હું ઇંદ્રિ મંદિરમાંથી કોનો અવાજ આવ્યો હતો તે જોવા મંદિરમાં ગઈ. ઉંચી દ્રષ્ટિ કરતાં જ મ્હેં જોયું કે: આકાશ માર્ગેથી ચાર દિવ્ય પુરૂષ ધીમે ધીમે પૃથ્વી પર ઉતરી રહ્યા છે. તે ચારે પુરૂષો અતિ દિવ્ય તેજસ્વી હતા. તેમણે પોતાના શરીર પર અત્યંત તેજસ્વી શુભ્ર વર્ણનાં વસ્ત્રો ધારણ કરેલાં હતા. તે સર્વે કપિલવસ્તુ નગરમાં

આવવા લાગ્યા. તેમના આગમનથી શહેરમાં સર્વત્ર હર્ષધ્વનિ થયા. સર્વત્ર આનંદ આનંદ જણાવા લાગ્યો, એટલામાં જ દરવાજાના સિંહદ્વાર પર ફરકતો ઇન્દ્રધ્વજ એકાએક છિન્નભિન્ન થઇ ભૂમિ પર પડ્યો અને તેજ દ્વાર પર એક બીજો ધ્વજ ધીમે ધીમે ઉંચે ચઢવા લાગ્યો. થોડા વખતમાં જ તે ધ્વજે આકાશને સ્પર્શ કર્યો. ધ્વજનું વસ્ત્ર પવનના સપાટાથી સમસ્ત આકાશમાં ફરકવા લાગ્યું. તે વસ્ત્ર પ્રાતઃકાલના અરૂણ જેવું તેજસ્વી રાતા રંગનું હતું. તેના પર કેટલાક દિવ્ય અક્ષરો લખેલા હતા. આકાશમાર્ગે આવેલાં અસંખ્ય મનુષ્યો જોતજોતામાં તે ધ્વજ નીચે એકત્ર થયા' અને ધ્વજ પર લખેલા અક્ષરો વાંચી વિશેષ આનંદ દર્શાવવા લાગ્યાં. તેમના હર્ષકલ્લોલથી સર્વ પૃથ્વી આનંદથી દોલાયમાન થતી હોય એમ જણાવા લાગ્યું. ધીમે ધીમે પૂર્વ આકાશ રક્તવર્ણનું થઈ સહસ્રરશ્મિ સૂર્ય નારાયણે આકાશપટ પર દર્શન દીધાં. તેજ સમયે દશ દિશામાંથી સ્ત્રીપુરૂષોનાં ટોળેટોળાં ધ્વજ આગળ આવી ભક્તિભાવપૂર્વક તેના પર લખેલા અક્ષરો વાચવા લાગ્યાં. સૂર્યોદય થવા છતાં ધ્વજનું તેજ પ્રથમ જેવુંજ તેજસ્વી હતું તેના પર લખેલા અક્ષરો પ્રથમની પેઠે જ ઉજ્વળ રત્નની પેઠે ચળકતા હતા. અનહદ મનુષ્યોની ભીડ થયા પછી આકાશમંડપમાંથી અચાનક પુષ્પવૃષ્ટિ થઈ. તે પુષ્પો અતિશય અપૂર્વ હતાં. પુષ્પનો રંગ, સૌગંધ અને આકૃતિ મનોહર હોવાથી પ્રત્યેક મનુષ્ય તે પુષ્પ વીણી લેવા લાગ્યાં. નાથ! જાણે સ્વપ્નમાં જોયલાં પુષ્પ હજી હું મ્હારી દ્રષ્ટિએ જોઈ રહી છું. એવાં સુંદર પુષ્પ મ્હેં મ્હારા જીવનમાં કદી જોયાં નથી."

યશોધરા પોતાનું સ્વપ્ન વૃત્તાંત કહેતી હતી. સિદ્ધાર્થે વચમાંજ પ્રશ્ન કર્યો·

"પ્રિય દેવી! તમે જે વર્ણન કર્યું તે અતિશય મનોહર છે;

તેમાં લેશ પણ અશુભ સંકેત નથી. એ સ્વપ્ન જોઈ તમને ભય લાગ્યો ? "

યશોધરાએ ભયવિહ્વળ પણ કંઈક તીક્ષ્ણ દ્રષ્ટિએ જોઇ કહ્યું:

" નાથ! એ સ્વપ્નથી મ્હને ભય લાગ્યો નથી. સ્વપ્નમાં જે જે આશ્ચર્યકારક બનાવ જોયા, તેનાથી હું ભયચકિત થઈ. ભવનના સિંહદ્વાર આગળ જનસમૂહમાં હું ઉભી હતી તે વખત મ્હોટે અવાજે એકાએક "સાવધાન, સાવધાન." શબ્દો સંભળાયા. તે સાંભળતાંજ મ્હારા પેટમાં ઉંડો ધ્રાસ્કો પડયો. મ્હારા મનમાં કુશંકાઓ ઉત્પન્ન થવાથી હું ઉતાવળે પગલે મહેલમાં તમારા પલંગ નજીક આવી તમને જોવા લાગી પરંતુ નાથ! પલંગ પર તમે ન હતા. માત્ર આ ન્હાનું બાળક અને તમારાં વસ્ત્રો પડેલાં હતાં. એ જોઇ મ્હને લાગ્યું કે: તમે મ્હારો ત્યાગ કરી કયાંક ચાલ્યા ગયા છો તેથી હું મ્હોટેથી આક્રંદ કરવા લાગી. તમને શોધવા માટે હું વિલાસભવનના અનેક દિવાનખાનામાં ગઈ પરંતુ હૃદયેશ્વર! મ્હેં તમને કયાંય પણ દીઠા નહિ. અંતે નિરાશ થઈ હું મ્હારા મહાલયમાં આવી પલંગ પર પડી અશ્રુપાત કરવા લાગી. તે સમયે પણ કેટલાક અશુભ બનાવ મ્હારી દ્રષ્ટિએ જોવામાં આવ્યા. મ્હારા ગળાની મુકતામાળા એકાએક તૂટી ગઇ. તેણે સર્પનું રૂપ ધારણ કરી મ્હને દંશ કર્યો. પગનાં નૂપુર તૂટી પૃથ્વી પર પડ્યાં. હાથનાં સ્વર્ણ કંકણ અદૃશ્ય થઇ ગયાં. કંઠમાનો રત્નહાર તૂટી ગયો અને તેનાં કેટલાંક રત્નો માટીમાં મળી ગયલાં જણાયાં. પુષ્પશય્યાનું મનોહર રૂપ મૃત્તિકાની શય્યા જેવું જણાવા લાગ્યું. એ કાર્ય જોઈ ભયથી મ્હારી સ્થીતિ ગાંડા જેવી બની ગઈ. મ્હારી એવી વિકટ સ્થીતિ હોવા છતાં હું તમને શોધવાના સતત્ પ્રયત્ન કરતી હતી. આપનો કયાંય પત્તો નહિ લાગવાથી હું વિલાસભવનની ઉચ્ચ અગાશી પર ચઢી આસપાસના પ્રદેશમાં તમને જોવા લાગી. ભવનના મુખ્ય દ્વાર પર દ્રષ્ટિ પડતાં જ પુનઃ તે વિશાળ શ્વેત

બળદ જોયો, પુન આકાશમાં વિશાળ ધ્વજ ફરકતો જણાયો અને અનેક મનુષ્યો આનંદ ધ્વનિ કરતાં જણાયાં એટલામાં જ પુન મ્હને કોઇએ મ્હોટે અવાજે કહ્યું "સાવધાન્! સાવધાન્!" એ શબ્દ સાંભળી હું ભયભીત થઇ જાગી ઉઠી. હૃદયેશ્વર! એ જ અતિ આશ્ચર્ય-કારક અને ભયપ્રદ સ્વપ્ન. એ સ્વપ્ન જોયા પછી મ્હારૂં મન શંકા કુશંકાઓને લીધે કેવું ભયભીત થયું હશે? નાથ! એ સ્વપ્નનો અર્થ શો હશે? તમે મ્હારો ત્યાગ કરી જશો એ જ કે બીજો? એ સ્વપ્નથી મ્હારે એમ જ સમજવું કે તમે મ્હને અભાગિણીને ત્યજી જશો? હું તમારા ચરણની સેવાથી મુક્ત થઇશ એ જ કે બીજું? આર્યપુત્ર! એ સ્વપ્નનો અર્થ તમે જ કહો."

યશોધરા ભય અને દુઃખથી ગભરાઇ હતી. તેનાં નેત્રમાંથી અશ્રુપ્રવાહ વહેતો હતો. તે પતિની સન્મુખ બેસી શંકાપૂર્ણ પણ આશાભરિત દ્રષ્ટિએ જોયા કરતી હતી. આતુર નયને પતિના ઉત્તરની વાટ જોતી હતી પરંતુ સિદ્ધાર્થની સ્થીતિ અતિશય વિચિત્ર થઈ હતી. યશોધરાને શાંતિ આપે એવો ઉત્તર દેવાનું તેને સુજતું ન હતું. તે ચિન્તામગ્ન થઇ વિચાર કરતો હતો તેથી યશોધરાના મનમા બમણી ચિન્તા ઉત્પન્ન થઇ તે દીન સ્વરે બોલી

"નાથ! એમાં વિચાર શો કરવો હતો? મ્હારા પર અને બાળક પુત્ર રાહુલ પર જો તમને સાચો પ્રેમ હોય તો તમારા મનમાં જે સત્ય હોય તે કહો શું તમે આ દાસી અને તમારા પુત્રનો ત્યાગ કરી જશો?"

સાયંકાલને સમયે અસ્તાચલ પર જતો સૂર્ય પોતાના ઝાંખાં રક્ત કિરણ વડે પૃથ્વી તરફ કરૂણ દ્રષ્ટિએ જુવે છે તે પ્રમાણે ગંભિર ચ્હેરે સિદ્ધાર્થના મુખ સ્હામુ જોઈ યશોધરા પોતાના પ્રશ્નના ઉત્તરની રાહ જોતી હતી. સિદ્ધાર્થે પણ તેવી જ કરૂણામય દ્રષ્ટિએ ઉત્તર દીધો

" પ્રિયે ! તમારા જેવી સુજ્ઞ સ્ત્રીએ સ્વપ્નને એટલું બધું મહત્વ આપવું ઉચિત નથી. સાધારણ રીતે જ મનમાં જે વિચાર ઘોળાતા હોય તેનાં જ સ્વપ્ન જોવામાં આવે એવો નિયમ છે. તમે આજે એ સંબંધી ઘણો વિચાર કર્યો હશે તેથી જ તમે એ સ્વપ્ન જોયું હોય એમ જણાય છે. તમે નિરર્થક વિચારો કરીને તમારૂં મન વ્યગ્ર કરો છો. હું તમારો ત્યાગ કરીશ એવું મનમાં લાવશો નહિ. તમે શાંતિથી નિદ્રાવશ થાઓ. તમને નિદ્રા આવે ત્યાં સુધી હું તમારી પાસે જ બેસીશ. તમને પ્રસુતા થયાને હજી સાત દિવસ થયા નથી. એ સ્થીતિમાં ખોટા વિચાર કરવાથી તમારી પ્રકૃતિ બગડશે. મ્હારે માટે તમે બિલકુલ ચિન્તા કરશો નહિ. "

સિદ્ધાર્થના આશ્વાસન સૂચક શબ્દો સાંભળવાથી યશોધરાની ચિન્તા કાંઈક ઓછી થઇ. કંઇક શાંતિ વળી. તે ન્હાના બાળકને સોડમાં લઈ નિદ્રાગ્રસ્ત થઈ. તેને નિશ્ચિંત જોઇ સિદ્ધાર્થનું મન નિશ્ચિંત થયું. યશોધરાનો સ્વપ્ન વૃત્તાન્ત સાંભળી તેનું અંતઃકરણ અશાંત થયું હતું. સિદ્ધાર્થ વિચાર કરવા લાગ્યો કે યશોધરાનું સ્વપ્ન તેને માટે ભયપ્રદ ખરૂં પરંતુ તે મ્હને જાગૃત કરવા માટે જ છે. સ્વપ્નનો વિચાર કરતાં તેના અંતઃકરણમાં ત્યાગ-વૈરાગ્યનો વિચાર પુનઃ પ્રબળ થઈ ઉઠ્યો. દુઃખદર્દથી ત્રાસ પામેલી પૃથ્વીએ સ્વપ્નદ્વારા પોતાને આમંત્રણ કર્યું છે એમ તેને લાગ્યું. તે એક બારી આગળ જઇ આકાશમંડપ તરફ જોવા લાગ્યો. તેને આજની રાત્રિ અતિ શુભ જણાવા લાગી. નક્ષત્રો પોતાના તરફ તીવ્ર દ્રષ્ટિપાત કરી કર્તવ્યપરાયણ થવાનો ઉપદેશ કરતાં હતાં. પશ્ચિમ આકાશમાં અસ્ત પામતા ચંદ્ર સ્હામે તેની દ્રષ્ટિ જતાં જ જાણે તે કહે છે કે " યુવરાજ ઉઠ ! જોતો ખરો ! મ્હારા શીતળ પ્રકાશવડે પૃથ્વી કેવી શાંત અને ઉજ્વળ થઈ રહી છે ? આજની રાત્રિ મહત્વની છે. મ્હારા આવા સુંદર પ્રકાશમાં જો તું ત્હારો માર્ગ શોધી લેશે નહિ તો ત્હારૂં સર્વ આયુષ્ય નિષ્ફળ જશે.

નથી રાજ્ય તૃષ્ણાથીજ હજારો મનુષ્યોનો વધ કરી તેમાંથી ઉત્પન્ન થતા રક્ત–માંસ–ના કાદવમાંથી રાજ્યરથ પરિપાલન કરવાની રાક્ષસી ઈચ્છા ઉત્પન્ન થાય છે. તે રાજ્યતૃષ્ણા અને તે રાજ્યને ધિક્કાર હજો ! એવા રાજ્યનો ત્યાગ કરવાથી સિદ્ધાર્થની પત્નિને વિષાદ નહિ થાય એ ખાત્રી છે મનુષ્યના મનમાં ઉન્મત્તતા ઉત્પન્ન થવાથી દીન અને હીન જીવાત્માઓ પર જુલમ કરવાના વિચાર અંતઃકરણમાં રમી રહે છે. તે રાજ્યનો ત્યાગ કરી જગતનું સર્વ દુઃખ પોતાના મસ્તક પર ધારણ કરવું એજ મ્હને મ્હારૂં કર્તવ્ય જણાય છે. યશોધરા ! એજ કર્તવ્ય કર્મ કરવા હું તૈયાર થયો છું તેથી ત્હને આનંદજ થશે. આજથી હવે હું રાજપુત્ર નહિ પણ ભિક્ષુક થઇ રસ્તામાં ભટકનાર, ભૂમિ પર શયન કરનાર અને ઘેરેઘેર ટુકડા માગી ખાનાર ભિક્ષુક છું ! હજારો મનુષ્યને એ સુખ પ્રાપ્ત થતું નથી, તથાપિ તેમના દુઃખનો અનુભવ મ્હારે લેવો પડશે. અનેક પ્રાણીઓના દુઃખની વેદના મ્હારા અંતઃકરણમાં અનેક તીવ્ર ઘા મારી રહી છે તે ઘાની વેદના શાન્ત કરવા માટે ત્યાગ વૈરાગ્ય એજ એક સર્વોત્તમ ઔષધિ છે. તેનોજ હું સ્વીકાર કરૂં છું આજથી હું મ્હારા સર્વ રાજ્યસુખ ઐશ્વર્ય પર તિલાંજલિ અર્પું છું."

એટલું કહી સિદ્ધાર્થ થોડીવાર ચિંતાતુર થઇ ઉભો રહ્યો. પોતાના બાળપુત્ર સામે જોઇ બોલ્યો

"ભવનનો ત્યાગ કરતા પહેલા બાળકના સુંદર ગાલ ઉપર ચુંબન કરવાની ઇચ્છા થાય છે, પણ ના ! કદાચ તે ચુંબનમાં વિલક્ષણ આકર્ષણ શક્તિ હોય તો મ્હારા સર્વ વિચાર બદલાઇ જાય હું પુત્ર મોહપાશમાં બંધાઇ જાઉં છું. ! "

પછી !

સિદ્ધાર્થ ત્યાં થોભ્યો નહિ. તેણે યશોધરાના પલંગની આસપાસ

ત્રણ પ્રદક્ષિણાઓ કરી તુરતજ મહેલ બહાર નિકળી ખુલ્લા મેદાનમાં ઉભો રહ્યો. ત્યાંથી જણાતું વિશાળ આકાશ, તેમાંના તારાઓ અને તેમાં જણાતો શીતલ ગોલક ચંદ્ર, એ સર્વ જોઇ તેના વિચાર અધિક દૃઢ થયા. તેણે મનમાંજ વિચાર્યું:

"વિસ્તીર્ણ જગત્મંડપમાં આટલા બધા જીવાત્માઓ છે પરંતુ વ્યાધિ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી મુક્ત થવાનું કોઇમાં સામર્થ્ય નથી. મ્હને એવો એક પણ જીવાત્મા જણાતો નથી. જીવાત્મા તો શું પણ દેવતાઓ શુદ્ધાં એ ત્રણ દુઃખથી મુક્ત છે કે નહિં તે કોણ જાણે છે? દેવતાઓ પણ માયાના બંધનમાં બદ્ધ થયલા જણાય છે. ત્યાગની સર્વોત્તમ મહત્તા તેઓ સમજતા હોય એમ જણાતું નથી. ત્યારે શું મ્હને નિર્વાણનો માર્ગ દર્શાવનાર કોઇપણ મહાપુરૂષનાં દર્શન નહિં થાય? કદાચ કોઇ નહિ પણ મળે પરંતુ તેથી હું નિરાશ થઇશ નહિ. સત્યનો શોધ તો હુ પોતેજ કરી લઇશ જે અંતર આત્માની પ્રેરણાથી મ્હને ત્યાગનો વિચાર સુઝ્યો છે તેજ અંતરૂઆત્મા મ્હને નિર્વાણ માર્ગ બતાવી દેશે એવો મ્હને વિશ્વાસ છે. એવી મ્હને આત્મશ્રદ્ધા છે. આત્મા સર્વ શક્તિમાન છે. સર્વજ્ઞ છે. વિશાળ રાજ્યના ત્યાગનું મૂલ્ય આપતાં મુક્તિસુધા પ્રાપ્ત નહિં થાય એમ બનેજ નહિ આ જગત્મા તો એક વસ્તુ આપતા બીજી વસ્તુ પ્રાપ્ત થાય છે. મ્હેં રાજ્યનો ત્યાગ કર્યો છે, તેનો બદલો નિર્વાણની ઇચ્છા છે તે મળ્યા સિવાય રહેશે નહિ કે દુઃખગ્રસ્ત વસુંધરા! ત્હારે માટે, ત્હારા અગણ્ય સન્તાન માટે હું મ્હારૂં જીવન, મ્હારૂ રાજ્ય–ઐશ્વર્ય, મ્હારો આનદ, મ્હારૂં દિવસનું કાર્ય, રાત્રિની વિશ્રાંતિ, આ રાજમહાલય, હૃદયેશ્વરી યશોધરા અને આ ન્હાનું બાળક! એ સર્વનો ત્યાગ કરૂં છુ. પિતા, માતા, યશોધરા, સર્વ પ્રજાજનો, તમે મ્હારો વિયોગ–વિરહ સહન કરજો. મહામુક્તિનો પ્રદીપ શોધવા જાઉં છું. તે પ્રદીપ પ્રાપ્ત થતાં સુધી તમને મ્હારૂં દર્શન થશેજ નહિ."

આ પ્રમાણે મનમાં જ બોલતો સિદ્ધાર્થ બે પગલાં આગળ ગયો એટલામાં જ તેનો સારથી છંદક ત્યાં આવી પહોંચ્યો. તેણે કહ્યું :

"યુવરાજ! આટલી રાત્રિએ તમે ક્યાં જાઓ છો?"

સિદ્ધાર્થે તેનો હાથ દબાવી કહ્યું :

"છંદક! ધીમેથી બોલ. આપણી વાતચિત કોઈ સાંભળે તે ઠીક નહિં. જા, અશ્વશાળામાં જા, મ્હારો પ્રિય અશ્વ કન્ટક લઈ આવ."

છંદક ધીમે સ્વરે બોલ્યો :

"પણ પ્રભુ! આટલી રાતે તમે ક્યાં જશો?"

સિદ્ધાર્થે અતિ ધીમે સ્વરે ઉત્તર દીધો :

"જેનો શોધ કરવા માટે હું જગતમાં જન્મ્યો છું તે શોધવા જાઉં છું. હું સર્વસ્વનો ત્યાગ કરી અમૃતનો શોધ કરવા બહાર નિકળ્યો છું. મ્હારા એ મહત્વના કાર્યમાં તું મ્હને સહાય કર. જા, વિલંબ નહિં કરતાં ઘોડો સત્વર લઈ આવ."

સિદ્ધાર્થના શબ્દો સાંભળી છંદકના નેત્રમાં આંસુ ભરાઈ આવ્યાં. તે જેમ સ્વામી ભક્ત હતો તેજ પ્રમાણે સિદ્ધાર્થનો પ્રિયકર મિત્ર હતો. સિદ્ધાર્થ તેનો ત્યાગ કરી જશે એ જાણી તેને અતિશય દુઃખ થયું. તેણે કહ્યું:

"યુવરાજ! હવે તમે અમારો સર્વનો ત્યાગ કરી જાઓ છો? તમારા ચાલ્યા જવાથી અહીં કેવો અનર્થ થશે તેનો કંઇ વિચાર કર્યો છે ખરો?"

સિદ્ધાર્થ ધીમે સ્વરે બોલ્યોઃ

"છંદક! આ વખત એવું કાંઈ પણ બોલીને મ્હારા પુણ્યકાર્યમાં વિઘ્ન નાંખવું ઉચિત નથી, શું તું વિલાસવિભવને સર્વોપરિ સુખ સમજે છે? ના, ના, એ તો એક પિંજરું છે. હું તેમાં પૂરાયલું એક પક્ષી છું. ફરક એટલોજ છે કે, આ એક સુવર્ણનું પિંજરૂ છે. પરંતુ છંદક! પિંજરૂં સુવર્ણનું હોય કે ગમે તેનું પણ તે પિંજરૂ તો ખરૂંજ! તેમાંથી મુક્ત થવાનો પ્રયત્ન કરવો એ પ્રત્યેક મનુષ્યનું કર્ત્તવ્ય છે. હું મ્હારા પોતાના કલ્યાણ માટે આ પ્રયત્ન કરતો નથી પરંતુ જગતના સર્વ જીવોના કલ્યાણ માટે મ્હારો આ પ્રયત્ન છે. તું મ્હારો મિત્ર છે. તું મ્હને સહાયકર."

છંદકે એક ધીમો નિઃશ્વાસ મુકી કહ્યું:

"ત્યારે યુવરાજ! શું તમે રાજ્યનો ત્યાગ કરી ભિક્ષાપાત્ર ગ્રહણ કરશો?"

સિદ્ધાર્થ બોલ્યો:

"હા, તે માટે તો મ્હેં જન્મ ધારણ કર્યો છે. પરંતુ છંદક! હું જે રાજ્યનો શોધ કરવા જાઉં છું. તે રાજ્યનું મૂલ્ય આવાં કોટી રાજ્ય કરતાં અધિક છે."

છંદકે કહ્યું:

"પણ મહારાજ! આપના ગયા પછી વૃદ્ધ શુદ્ધોદન મહારાજાની સ્થીતિ શું થશે? તમારાં માતુશ્રી ગૌતમીને કેટલો શોક થશે? યશોધરાને કેટલું દુઃખ થશે? એનો કાંઈ વિચાર કરો. જે યશોધરા તમને પોતાના પ્રાણથી અધિક સમજે છે તે તમારા ગયા પછી કેટલા દિવસ જીવી શકશે?"

સિદ્ધાર્થે કહ્યું

"છંદક! એવા શબ્દો બોલી મ્હને મોહવશ કરીશ નહિ. તું મ્હારો મિત્ર છે. આ વખત મ્હને સહાય કરવી એ ત્હારો ધર્મ છે! અને જેના પ્રેમ સંબંધી તું કહે છે તે પ્રેમ શું ચિરકાલ રહે તેમ છે? ગમે તેમ પણ તે પાર્થિવ પ્રેમ છે. ક્ષણભંગુર છે. કાર્યકારણ પૂરું થતાંજ, પૂર્વ જન્મના ઋણાનુબંધ તુટતાંજ તે પ્રેમ નાશ પામશે. સર્વ પોતપોતાને સ્થાને ચાલ્યાં જશે. પરંતુ છંદક! હું તો સ્વર્ગીય, અખંડ, અમર પ્રેમને શોધવા જાઉં છું. મ્હને ત્યાં જવા દે. તું મ્હારો માર્ગદર્શક થા સૂર્યોદય થતા પહેલાંજ તું મ્હને ઘણા દૂર દેશમાં લઈ જા. તે પછી આગળ હું મ્હારે માર્ગે જઈ અમૃતનો શોધ કરી લઈશ."

"હે જનની જન્મભૂમિ! હે ગરિયસી! માતે! ત્હને છેલ્લા પ્રણામ. મ્હારી ઇચ્છા પ્રમાણે દિવ્ય અને સત્ય તત્વ પ્રાપ્ત થયા પછી પુનઃ ત્હારા દર્શનનો અલભ્ય લાભ લઇશ. તે પ્રાપ્ત નહિ થાય ત્યાંસુધી સર્વ આયુષ્ય તેજ કાર્યમાં વ્યતીત કરીશ."

સિદ્ધાર્થે બહાર નિકળતાંજ તેણે અત્યંત વેગપૂર્વક ઘોડો ચલાવ્યો. છંદક પણ તેની પાછળ તેટલાજ વેગથી પોતાનો ઘોડો દોડવતો હતો. બન્ને જરા પણ વિશ્રાંતિ નહિ લેતાં સૂર્યોદય થતાં પહેલાં સતત્ માર્ગ કાપતા હતા. અનેક ગ્રામ, પર્વત, અરણ્ય પસાર કરી કપિલવસ્તુ નગરથી પિસ્તાળીસ માઇલ દૂર અનમા નામક સરિતાને કિનારે આવી પહોંચ્યા.

સિદ્ધાર્થ ઘોડેથી નીચે ઉતર્યો. તેણે ઘોડાની પીઠ થાબડી તેના મુખને ચુંબન કર્યું. અને છંદકને સોંપ્યો. નજીક એક શિકારી આશ્ચર્યચકિત તો બન્નેને જોયાં કરતો હતો. સિદ્ધાર્થે તે શિકારીને નજીક બોલાવી તેની કૃપા પ્રાર્થના કરતાં કહ્યું:

"ભાઇ વ્યાધ! મ્હારી એક વિનતિ માન્ય કરશો તો મ્હારા પર મ્હોટો ઉપકાર થશે. મ્હારો આ પોષાક તમે લ્યો અને તેના બદલામાં તમારાં ફાટલાં તૂટલાં વસ્ત્રો મ્હને આપો."

સિદ્ધાર્થે રાજમુકુટ અને શરીર પરનો કિંમતિ ઝભ્ભો રહેવા દઇ બાકીનાં વસ્ત્રો વ્યાધને સ્વાધિન કર્યાં. એ જોઇ શિકારીને અતિશય આશ્ચર્ય થયું પરંતુ ફાટલાં વસ્ત્રોનો જે બદલો મળ્યો તેથી તેને આનંદ જ થયો. તેણે તુરતજ પોતાના વસ્ત્રો સિદ્ધાર્થને આપી તેનાં વસ્ત્રો ગ્રહણ કર્યાં. તે તુરતજ આનંદ અને સંતોષ સહિત પોતાને ઘેર ચાલ્યો ગયો.

સિદ્ધાર્થે પોતાના હાથમાંની તલવાર વડે પોતાના મસ્તકના

વાળ કાપી નાંખ્યા. તે વાળ, પોતાનો રાજમુકટ અને ઝભ્ભો છંદકને આપી કહ્યુ:

"છંદક! મ્હારા સ્મરણ ચિન્હ તરીકે આ વસ્તુઓ મહારાજા શુદ્ધોદનને આપજે. તેમને મ્હારા અનેક પ્રણામ કહેજે. મ્હારે માટે કંઇ ચિન્તા ન કરે એમ પણ મ્હારા તરફથી વિનતિ કરજે. છંદક! ત્હેં મ્હારા પર અનેક ઉપકાર કર્યાં છે. તેનો બદલો વાળવા મ્હારી પાસે અત્યારે કંઈજ નથી. ત્હારો મ્હારા પર જે પ્રેમ છે તે કાયમ રાખજે. જે મહત્વના કાર્ય માટે હું ત્હને છોડી જાઉં છું, તેમાં મ્હને યશ પ્રાપ્ત થતાં તું પણ કેટલેક અંશે કારણભૂત હોવાથી જન-સમાજ નિશ્ચય ત્હારી પ્રશંસા કરશે. જા, હવે તું કપિલવસ્તુ નગરને માર્ગે પાછો જા. સર્વને સંતોષકારક સમાચાર કહેજે અને આનંદમાં રહેજે"

એટલું કહી સિદ્ધાર્થે એક ભિક્ષા પાત્ર હાથમાં ગ્રહણ કર્યું. છંદકના નેત્રમાંથી થતા અશ્રુપાત તરફ લક્ષ્ય નહિ આપતાં પગનાં જોડા કાઢી દૂર ફેંકી દીધા અને આગળ ચાલ્યો ગયો. છંદક અને કંટક બન્ને દૃષ્ટિ પહોંચી ત્યાં સુધી પાછું વાળી સિદ્ધાર્થને જોતા હતા. સિદ્ધાર્થ ઘણે દૂર દૃષ્ટિ બહાર નિકળી ગયો ત્યારે છંદકે એક ઉંડો નિશ્વાસ નાંખ્યો તે કંટકને લઇ કપિલવસ્તુને માર્ગે જવા તૈયાર થયો પરંતુ કંટક ત્યાંથી એક ડગલું પણ ખસ્યો નહિ, તે ત્યાંજ બેસી ગયો અને સ્વામિભક્ત મુંગા પ્રાણીયે પોતાનો પ્રાણ ત્યાગ કર્યો! અહા! કેવો સ્વામી વિરહ!

કંટકની કરુણ સ્થીતિ જોઈ છંદકનું હૃદય ચૂર્ણવિચૂર્ણ થવા લાગ્યું. તેણે અશ્રુપાત કરતાં કહ્યું:

"હે પ્રભુ ભક્ત પ્રાણી! સ્વામીની વિરહ વેદનાથી ત્હારી આવી સ્થીતિ થઈ એ ત્હારી સ્વામીભક્તિનું અનુપમ દૃષ્ટાંત છે.

મુંગા પશુઓ જેવી સ્વામિભક્તિ થોડે ઘણે અંશે પણ મનુષ્યના હૃદયમાં ઉતરે તો જનસમાજમાંથી નિમકહરામપણું ખરેખર દૂર થઇ જાય. તેમના પરથી કૃતઘ્નતાનું કલંક નાશ પામે!"

છંદક ત્યાં ક્ષણ પણ થોભ્યો નહિ. થોડી વારમાં જ તે કપિલવસ્તુ નગરમાં જઈ પહોંચ્યો. તેના આવતા પહેલાંજ કપિલવસ્તુ નગરમાં હાહાકાર મચી ગયો હતો. તે દિવસે સૂર્ય ભગવાને આકાશમાં દર્શન દેતાં પહેલાંજ સિદ્ધાર્થ અદશ્ય થયાના દુઃખદ સમાચાર સર્વત્ર પ્રસરી ગયા હતા. રાજા શુદ્ધોદને કુમારના શોધ માટે સર્વત્ર રાજદૂતને મોકલી દીધા હતા પરંતુ સિદ્ધાર્થનો પત્તો લાગ્યો નહતો. આજે રાજા શુદ્ધોદન, રાણી પ્રજાવતી અને યશોધરાના હૃદય ચિંતાને લીધે અતિશય વિહ્વળ થયાં હતાં. યશોધરાની મનસ્થિતિ તો જાણે તે પતિ વિયોગમાં ગાંડી બની ગઇ હોય તેમ ચમત્કાર જણાતી હતી.

એટલામાંજ છંદક કપિલવસ્તુ નગરમાં આવી પહોંચ્યો. તેણે શુદ્ધોદન સમક્ષ જઇ અશ્રુભરિત નયને સિદ્ધાર્થ સંબંધી સર્વ હકિગત નિવેદન કરી. એ સાંભળતાંજ રાજાના મસ્તક પર વજ્રપાત થયો હોય તેટલું કષ્ટ થયું પરંતુ યશોધરાના મુખ પર એક રીતે સંતોષની છાયા જણાવા લાગી. તેણે પતિની પેઠેજ સન્યાસ ગ્રહણ કરી રાજ્યવિભવ આદિ સર્વ સુખ પર જલાંજલિ અર્પણ કરી. તે એકાંત નિવાસમાં રહી પતિના કાર્યમાં સિદ્ધિ પ્રાપ્ત થાય તે માટે પરમાત્માની કૃપા ભિક્ષા માંગવા લાગી. બ્રહ્મચર્યનું યથાવિધિ પાલન કરવા લાગી.

અનમા નદિને કિનારે જે સ્થળે સિદ્ધાર્થે છંદકને વિદાય કર્યો હતો ત્યાં નજીકના એક ન્હાના ગામને છંદવાડી કહે છે. તે ગામ હજી પણ વિદ્યમાન છે. તે પછીના બૌદ્ધધર્મી રાજાઓએ ત્યાં પ્રચંડ સ્તૂપ બાંધેલો છે. તે અદ્યાપિ પર્યંત જીર્ણાવસ્થામાં દૃષ્ટિગોચર થાય છે.

---

# પ્રકરણ ૬ ઠું.

## પર્યટણ.

त्यहं जरामृत्युभयं विदित्य
मुमुक्षया धर्ममिमं प्रपन्नः।

સિદ્ધાર્થે સાંભળ્યું હતું કે: માનવ-સમૂહના સંસર્ગથી અતિ દૂર પર્વતશ્રેણીની ગુફાઓમાં મ્હોટા મ્હોટા ઋષિઓ તપશ્ચર્યા કરી રહ્યા છે. તેમને શરણે જવાથી આત્મમુક્તિનો નિર્વાણ માર્ગ પ્રાપ્ત થવાનો સંભવ છે. છંદકને વિદાય કર્યા પછી સિદ્ધાર્થે પોતાને મળેલી માહિતી પ્રમાણે વિશાળ પર્વતશ્રેણી વચ્ચે ભ્રમણ કરવા માંડયું. થોડા દિવસમાંજ બિમ્બિસાર રાજાની રાજધાની રાજગૃહ શહેરમાં આવી પહોંચ્યો. તે સમયે મગધ દેશમાં એ શહેર વિશેષ પ્રસિદ્ધ હતું. પ્રાચીન કાળના રાજાઓ શહેરના સંરક્ષણ માટે તેની આસપાસ મજબુત કોટ બાંધતા. એ નિયમ પ્રમાણે રાજગૃહ શહેરની આસપાસ નૈસર્ગિક રીતેજ મોટા

પર્વતો હતા. અને શહેરની સ્હામુજ પાંચ વિશાળ પર્વત શૃંગ આકાશ સાથે સ્પર્ધા કરી રહ્યાં હતાં. વૈભાર, વિપુલ્લ, તપોવન શૈલગિરી અને રત્નગિરી નામક પાંચ પર્વત શૃંગ નજીક ઘોર અરણ્યમાંથી પેલી બાજુએ જવા માટે એક તદ્દન સાંકડો વાંકોચુંકો રસ્તો જણાતો હતો. તે રસ્તાની સ્હામેની બાજુએ જતાંજ અત્યંત મનોહર વનપ્રદેશનું દર્શન થતું હતું. એ વનપ્રદેશ અતિશય પવિત્ર અને પ્રસિદ્ધ હતો. ત્યાં સુંદર ફૂલ-પુષ્પવાળાં અનેક વૃક્ષ હતાં. પર્વત ઉપરથી વહેતા નિર્મળ જળના અનેક ઝરણ તે પ્રદેશમાં વહન થતાં હતાં. નજીકમાંજ મજબૂત શિલાની ભીંત જેવો અને કોઇ ધ્યાનસ્થ બેઠેલા યોગિરાજની પેઠે શાંત, સ્થિર અને ગંભીર એક નિશ્ચલ પર્વત જણાતો હતો. એજ પર્વતમાં એક વિશાળ ગુફા હતી. તેનું મુખ ઔદુમ્બરના ઘનઘોર વૃક્ષોથી આવૃત થયેલું હતું. સિદ્ધાર્થ ધીમે ધીમે માર્ગક્રમણ કરતો એજ રમણીય વનપ્રદેશમાં આવ્યો. તદ્દન એકાંત સ્થાનમાં ગુફા જોઇ તેણે ત્યાં તપશ્ચર્યા કરવાનો નિશ્ચય કર્યો. એ પ્રદેશમાં એવી કંઇક પવિત્ર શક્તિ હતી કે ત્યાં પ્રવેશ કરતાંજ મનુષ્યના અંતઃકરણમાં પવિત્ર ભાવના ઉત્પન્ન થતી. આ સ્થાનમાં સિદ્ધાર્થે તપશ્ચર્યા અર્થાત્ જગતના જીવોનાં દુઃખ કયા પ્રકારે દૂર કરી શકાય તે સંબંધી વિચાર કરવાનો આરંભ કર્યો. ગુફા બહારના એક મ્હોટા પાષાણખંડ ઉપર, પાષાણની મૂર્તિ પેઠે નિશ્ચય ચિત્તે તે ધ્યાનમગ્ન થઇ બેસતો. એક વખત ધ્યાનમાં મગ્ન થયા પછી ગમે તેટલો તાપ, પવન, વર્ષાદ કે ટાઢ પડતા છતાં સિદ્ધાર્થનું મન તે તરફ ચલાયમાન થતું નહિ. તે તો ઇષ્ટ ચિંતનમાં બેઠો તે જ બેઠો! ગ્રીષ્મ કાળમાં દિનમણી પોતાના પ્રખર નેત્ર વડે ઉદયથી અસ્તપર્યંત સિદ્ધાર્થના સ્હામુ સતત્ જોતા હતા. તે સમયે સૂર્યના સખ્ત તાપથી પશુ પક્ષી સુદ્ધાં ભય પામતાં હતાં પરંતુ સિદ્ધાર્થ! એક ક્ષણને માટે પણ નેત્ર ઉઘાડી પોતાના આસન ઉપરથી ઉઠતો ન હતો. આ પ્રમાણે એક દિવસ નહિ, બે દિવસ નહિ પણ કેટલાંક

વર્ષ પર્યંત તેણે સૂર્યનો પ્રચણ્ડ તાપ સહન કર્યો. વર્ષાઋતુમાં તેના શરીર પર અખંડ જળધારાઓનો વર્ષાદ વર્ષાવી ઇંદ્રદેવે તેને આસનભ્રષ્ટ કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ સિદ્ધાર્થે પોતાનો નિત્ય નિયમ ત્યજ્યો નહિ. ઠંડીના દિવસોમાં અતિશય ઠંડી પડતી હતી. કોઇ કોઈ વખત તો હીમનાં મ્હોટાં ગચિયાં શરીર પર પડવા છતાં સિદ્ધાર્થને તેની કંઇ અસર થતી નહિ. તે એકચિત્તે ઇષ્ટ ચિંતનમાંજ નિમગ્ન થયો હતો. તેને શરીરનું ભાનજ ન હતું. તે પોતાના આત્મદેવની પ્રાર્થના કરી ઇચ્છિત માર્ગ શોધતો હતો. શરીરને ગમે તે થાય તો પણ ઇષ્ટ પ્રાપ્તિ થતાં સુધી પોતાના આસન પરથી ચલિત નહિ થવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો. જ્યાં સુધી તેની એ ભાવના દૃઢ હતી ત્યાંસુધી તે નિયમ પ્રમાણેજ ધ્યાનમગ્ન રહેતો. શરીરને ગમે તે થાય તેની તેને પરવાજ ન હતી.

સિદ્ધાર્થ નિશ્ચયચિત્તે ધ્યાનાવસ્થ થતો ત્યારે તે એટલો સ્થિર જણાતો કે પક્ષીઓ સુદ્ધાં તેને ચૈતન્યહિન સમજવામાં શંકા કરતાં નહિ. અનેક પ્રકારનાં પક્ષીઓ તેની નજીક પડેલા ભિક્ષા પાત્રમાંથી ભાત ખાતાં, જળપાન કરતાં, અને તેના શરીર પર બેસી ભયરહિત ચિત્તે કિલકિલાટ કરતાં. માત્ર તેના નજીક જનાર દર્શકોને તે ચૈતન્યહીન જણાતો ન હતો. તેમને તો વાયુહીન સ્થાનમાં પ્રજ્વલિત થઇ રહેલી નિષ્કંપ દીપક જ્યોતિ જેવો તે પ્રભાવશીલ જણાતો. મધ્યાહ્ન સમયનો સૂર્ય પોતાનાં તીક્ષ્ણ નેત્રો વડે જ્યારે તેના પ્રત્યે દૃષ્ટિ ફેંકતો ત્યારે એમજ જણાતું કે જાણે તે સિદ્ધાર્થની તપશ્ચર્યાની પરીક્ષાજ કરે છે! વર્ષાકાળમાં જ્યારે તેના શરીર પર મુશળધાર વૃષ્ટિ પડતી ત્યારે ઇન્દ્રદેવ સિદ્ધાર્થને આસનભ્રષ્ટ કરી તપશ્ચર્યા ભંગ થવાની રાહ જોતા હોય એમ જણાતું. ઠંડીના દિવસોમાં ન્હાનામ્હોટા હીમખંડ તેના શરીર પર પડતા હોવાથી તેની તપશ્ચર્યા ભંગ થવાની શંકા ઉત્પન્ન થતી પરંતુ સિદ્ધાર્થનું નિશ્ચયબળ એટલું

દઢ હતું કે પ્રકૃતિ દેવીદ્વારા થતાં વિઘ્નોની તેણે દરકાર કરી નહિ. તપશ્ચર્યાને પ્રતાપે અવશ્ય સત્યની શોધ હસ્તગત થશે એવી તેને ખાત્રી હતી તેથી તેણે તપશ્ચર્યાકાર્ય સતત ચાલુ રાખ્યું હતું. જ્યારે તે પોતાના આસન પર બેસી ધ્યેય ચિન્તમાં નિમગ્ન થતો ત્યારે તેને બાહ્ય જગતના નૈસર્ગિક પ્રપંચનું જ્ઞાનભાન રહેતું જ નહિ. મધ્યાહ્નનો સૂર્ય ધીમેધીમે પશ્ચિમ આકાશમાં વિલિન થઈ વિશ્રાંતિ લેવા જતો અને એકેક તારક આકાશમંડપમાં રત્ન ગોલકની પેઠે ચમકી સર્વ આકાશ રત્નખચિત મૂલ્યવાન ચંદરવા જેવું દેખાવા લાગતું ત્યારે પણ સિદ્ધાર્થ પોતાના આસન પર ધ્યાનાવસ્થામાં બેઠેલો જ જણાતો. મધ્ય રાત્રિએ હિંસક પશુઓ ગુફામાંથી ભયંકર બરાડા પાડી અરણ્યમાં શિકાર શોધવા નિકળતાં ત્યારે મધ્ય રાત્રિ થયલી હોવાની કલ્પના કરી તે પોતાના આસન ઉપરથી ઉઠી ગુફામાં જઈ થોડી નિદ્રા લેતો અને અરૂણોદય થવા પૂર્વે જ તે પોતાના નિદ્રાસનનો ત્યાગ કરી પુનઃ નિત્યના ઉદ્યોગે વળગતો. ગુફામાંથી બહાર નિકળતા જ તે સૃષ્ટિ તરફ કરૂણ દષ્ટિએ નિહાળી કહેતો કે "હે વસુંધરા ! ત્હારૂં અને ત્હારાં સન્તાનોનું દુઃખ દૂર કરવા માટે બનતા પ્રયત્ન કરવાનો મ્હારો દઢ નિશ્ચય છે. હું નિરાશ થતો નથી. તે સત્ય, તે અમૃત, તે દિવ્યતત્ત્વ શોધવા માટે મ્હેં મ્હારૂં સર્વ આયુષ્ય ત્હને અર્પણ કર્યું છે." એમ કહી તે પોતાનું કમંડલુ ગ્રહણ કરી પ્રાત વિધિ માટે બહાર નિકળતો. પર્વતમાલાના ઉચ્ચ વિભાગમાંથી ખળૂખળૂ નાદ કરી દોડતી વહેતી વનભૂમિ ગજાવતી એકાદ નદીના પ્રવાહમા જઈ સ્નાન કરતો. પછી ભિક્ષાપાત્ર લઈ રાજગૃહ શહેરમાં ભિક્ષા માટે જતો. શહેરમાં પ્રવેશ કરતાંજ પ્રત્યેક પ્રજાજનના મન પર તેની પવિત્રતાની છાપ પડતી તેથી તેઓ તેના તરફ આકર્ષાતાં. તેની શાંત, કરૂણાજનક દિવ્ય મુખકાંતિ જોતાં જ સર્વ મનુષ્યો તેને મહાપુરૂષ સમજતાં. તેના ચરણ ઉપર મસ્તક નમાવવા, તેની ચરણરજને વંદન કરવા અને તેના શરીરના વસ્ત્રનો સ્પર્શ કરવા સર્વને ઇચ્છા થતી

તે શહેરમાં પ્રવેશ કરતો તેજ સમયે શ્રદ્ધાવાન્ મનુષ્યો તેની આસપાસ વિંટળાઇ જતાં. ન્હાનાં બાળકો રાંધેલા ચોખા લઇ તેની પાછળ દોડતાં. તુરતજ તેનું ભિક્ષાપાત્ર ભરાઇ જતું. ભિક્ષાપાત્ર ભરાઇ ગયા પછી સિદ્ધાર્થ ભિક્ષા સ્વિકારતો ન હતો. તેથી ઘણાં બાળકો નિરાશ થઇ પાછાં ફરતાં. બાળકોની નિરાશા જોઈ પરદુઃખે દુઃખી એવી સિદ્ધાર્થની કરૂણમૂર્તિ અધિક કરૂણ થતી. નિરાશ બાળકોને તે સ્મિત હાસ્ય કરતો કહેતો કે: "ભાઇ! તમારી ભિક્ષા હવે કાલે લઈશ." બાળક સંતોપ માની ઘેર પાછાં વળતાં. સિદ્ધાર્થનો ભિક્ષાનો સમય રાજગૃહ શહેરનાં લોકોને મનથી એક પુણ્યપર્વણી સમાન જણાતો. સિદ્ધાર્થ રસ્તેથી પસાર થતો તે સમયે સ્ત્રીઓ ગૃહકાર્ય તજી દઇ તેને વંદન કરતી અને કેડ પર બેસાડેલા ન્હાના બાળકને કહેતી કે: "જો, જો, પેલા મહાત્મા છે. તેને પ્રણામ કર." માતાનાં વચનો સાંભળી ન્હાનાં બાળકો પોતાના બન્ને કોમળ હાથ કપાળે લગાડી પ્રણામ કરતાં. ભિક્ષા લઈ પાછો આવ્યા પછી સિદ્ધાર્થ નજીકના એક ઋષિ આશ્રમમાં જઈ થોડો વખત ધાર્મિક ઉપદેશ શ્રવણ કરતો. થોડો ઉપાહાર કર્યા પછી પુનઃ તે પોતાની તપશ્ચર્યા શરૂ કરતો.

રત્નગિરિ પર્વતની ગુફા નજીક સિદ્ધાર્થ તપશ્ચર્યા કરતો હતો. તેની આસપાસના અરણ્યમાં સર્વ સ્થળે જૂદા જૂદા તપસ્વી મહાપુરૂષો પોતાની ઈચ્છાનુસાર તપશ્ચર્યા કરતા હતા. કેટલાક, આત્મા અને શરીર જૂદાં સમજી કેવળ આત્મોન્નતિ, આત્મસાક્ષાત્કાર, આત્મદર્શન માટે પોતાની શકિત વ્યય કરતા હતા. ત્યારે કેટલાક કેવળ શરીરને જૂદે જૂદે પ્રકારે કષ્ટ આપવામાં જ વિશેષના માનતા હતા. એક દિવસ સિદ્ધાર્થ નગરમાંથી ભિક્ષા માંગી પાછો આવતાં પોતાનો નિત્યનો માર્ગ ત્યજી દઇ જે સ્થળે માત્ર શારીરિક કષ્ટ ભોગવનાર તપસ્વીઓ બેઠા હતા તે માર્ગે પોતાની ગુફા તરફ જવા લાગ્યો. ત્યાં અનેક પંથ અને સમ્પ્રદાયનાં મનુષ્યો હતાં. કેટલાક બ્રહ્મચારીઓ હતા,

કેટલાક યોગીઓ હતા અને કેટલાક ઉદાસી હતા. કેટલાક દેવતાઓના પૂજન અર્ચનમાં જ પોતાનો સર્વ સમય વિતાવતા હતા, ત્યારે કેટલાક એકાંતમાં બેસી માનસ પૂજનમાં જ તલ્લીન થઇ રહ્યા હતા. કેટલાક મનુષ્યોએ પોતાના શરીરના પ્રત્યેક અવયવ પર સંપૂર્ણ એકાગ્રતા કરી તેમાં વિશેષત્વ વિકસાવ્યું હતું. કોઇ પોતાનો એક હાથ ઉંચો કરી ધ્યાનસ્થ થયો હતો. કેટલાંક વર્ષપર્યંત એક હાથ સતત ઉચ્ચ રહેવાને લીધે તે શુષ્ક કાષ્ટ જેવો જણાતો હતો. કેટલાક એક-પગે ઉભા રહી ધ્યાન કરતા હતા. કેટલાકે પોતાની જટા અને નખ આશ્ચર્યકારક રીતે વધાર્યા હતા. કેટલાક પદ્માસન વગેરે જૂદાંજૂદાં આસનો કરી ધ્યાનમાં બેઠા હતા. કેટલાક લોખંડના તીક્ષ્ણ કાંટાના આસન પર બેઠા હતા. કેટલાકના શરીર પર ચિતા ભસ્મ ચઢેલી હતી. કેટલાકે ગળામાં જીવતા સર્પની માળા ધારણ કરી હતી. કેટલાક સ્મશાનના ચિતાગ્નિ નજીક આસનવાળી ધ્યાન કરી રહ્યા હતા. આવા અનેક તપસ્વીને જોઈ સિદ્ધાર્થના અંતઃકરણમાં અતિશય દયા ઉત્પન્ન થઇ. તપસ્વીઓની સ્થીતિ જોઇ તેના શરીર પર રોમાંચ થયો. તેના હૃદયમાંથી દયાનાં ઝરણ વહન થવા લાગ્યાં. તે એક તપસ્વી પાસે ગયો. પ્રણામ કરી બોલ્યોઃ

“ મહારાજ! એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા છે. ઉત્તર દેશો તો ઉપકાર થશે. હું ઘણા દિવસથી આ પર્વતની ગુફામાં નિવાસ કરૂં છું. તમે અને તમારા જેવા અનેક મહાત્માઓ શારીરિક કષ્ટ સહન કરે છે તે હું નિત્ય જોઉં છું. સત્યના શોધ માટે હું સર્વસ્વનો ત્યાગ અહીં નિવાસ કરૂં છું. પરંતુ આવાં શારીરિક કષ્ટ સહન કરવાથી સત્યની પ્રાપ્તિ થશે એવું મ્હને આટલા દિવસના અનુભવ પછી જણાતું નથી. મનુષ્ય કિંવા અન્ય કોઈ પણ પ્રાણી જન્મ ધારણ કર્યા પછી નૈસર્ગિક આધિવ્યાધિની જાળમાં સહજે સપડાય છે, અને તે કષ્ટ તેને મૃત્યુ પર્યંત સહન કરવું પડે છે. ત્યારે જે

આયુષ્ય કષ્ટદાયક છે તેને અધિક કષ્ટ આપવામાં પુરૂષાર્થ કે લાભ શો? દુઃખ ભોગવવાની મને ઇચ્છા થતી નથી. તેમ છતાં વિશેષ આગ્રહ કરીને શરીર કષ્ટ ભોગવવામાં તમારો હેતુ શો છે?"

સિદ્ધાર્થનો પ્રશ્ન સાંભળી મહાત્માએ ઉત્તર દીધો:

"શાસ્ત્રમાં દર્શાવેલી વિધિ પ્રમાણે અમે અમારૂં કાર્ય કરી રહ્યા છીએ. શાસ્ત્રમાં કહ્યું છે કે: શરીરને કષ્ટસહિષ્ણુ બનાવી જે મનુષ્યો ભિન્નભિન્ન આપત્તિઓ ભોગવવામાં પોતાનું સર્વ આયુષ્ય વ્યતીત કરે છે તે પોતાના પાપનો ક્ષય કરે છે. સુવર્ણ જેમ અગ્નિમાં શુદ્ધ થાય છે તે પ્રમાણે શરીરે અનેક કષ્ટ ભોગવવાથી આત્માની શુદ્ધિ થાય છે. આત્મા જેટલો શુદ્ધ અને જેટલો પવિત્ર થશે તેટલોજ તેને ઉચ્ચ લોકમાં ભ્રમણ કરવાનો વિશેષ અધિકાર પ્રાપ્ત થશે. હું કેવળ મ્હારા આત્માને પવિત્ર કરવા માટે જ તપશ્ચર્યા કરૂં છું."

મહાત્મા ના ઉત્તર પર થોડો સમય વિચાર કરી સિદ્ધાર્થે પૂછ્યું.

"મહારાજ! તમારૂં કહેવું એજ છે કે એ શુદ્ધ થયેલો આત્મા ભવિષ્યમાં સ્વર્ગલોક કે એવાજ કોઈ બીજા લોકમાં કેટલોક સમય નિવાસ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત કરશે. એજ કારણને માટે જો એ કષ્ટ ભોગ હોય તો એક સર્વોત્તમ વસ્તુનો ભોગ આપી બીજી અનિષ્ટકારક વસ્તુ ખરીદ કરવા જેવું એ કૃત્ય મ્હને જણાય છે. તમે કહો છો તે સત્ય છે કે નહિં તે કોણ જાણે છે? જો તેમ હશે તો પણ તે મેળવવાથી સત્ય લાભ થશે નહિ. આકાશમાં ઇન્દ્રના સિંહાસન સમક્ષ જે સુવર્ણમેઘ આમતેમ સંચાર કરી રહ્યો છે તે સમુદ્રમાંથી ઉત્પન્ન થાય છે. પોતાના પુણ્યબળને લીધે તે ઇંદ્રના સિંહાસન નજીક જઇ પહોંચે છે છતાં તેને ત્યાં પણ વાસ્તવિક અમરત્વ પ્રાપ્ત ક્યાં થાય છે! બિચારા મેઘને વાયુનો એક સપાટો લાગતાંજ વૃષ્ટિના રૂપમાં એકાદ પર્વત પર અથવા અરણ્યમાં તેનું પતન થશે, અને

ત્યાંથી અધોગમન કરી નદીમાં અને ત્યાંથી પુનઃ સમુદ્રમાં જઈ મળશે! એ મેઘની સ્થીતિ જેવી જ તમારી સ્વર્ગ પ્રાપ્ત કરવાની સ્થીતિ છે. પોતાના તપોબળથી જેઓ સ્વર્ગ પ્રાપ્ત કરે છે તેને અક્ષય અમરત્વ મળતું નથી, તેથી એ અશાશ્વત સ્વર્ગ માટે આવું વિકટ કષ્ટ સહન કરવાની પરંપરાને જાણી જોઈને આમંત્રણ કરવું મ્હને કેવળ ગાંડપણ જણાય છે. 'અક્ષય-અમર સુખ માટે થોડુંક કષ્ટ સહન કરી શરીરને શિક્ષા કરવી એ તો હું સ્વીકારૂ છું, પણ ક્ષણિક સુખને માટે સર્વ આયુષ્ય વિપત્તિના કઠિન બંધનમાં બાંધી રાખવું મ્હને વ્યર્થ જણાય છે."

સિદ્ધાર્થનો અભિપ્રાય મહાત્માને પસંદ પડ્યો નહિ. તેમણે કહ્યું:

"તમારા અભિપ્રાય માટે કોઈ શાસ્ત્રાધાર છે? આત્મા પુનઃ પુનઃ દુઃખ ભોગવવા બંધાયો છે એ વિચાર ભૂલ ભરેલો છે. આત્માના સ્વર્ગવાસ પછી સ્વર્ગવાસનો સમય પૂર્ણ થતાં સુધી તે કેવળ ત્યાં આનંદ ઉપભોગ કરતો નથી. ત્યાંથી ઉત્તમલોકની પ્રાપ્તિને માટે તે પુનઃ પ્રયત્ન કરે છે. રાત્રિ પૂર્ણ થયા પછી જેમ દિવસનાં દર્શન થાય છે તે પ્રમાણે દુઃખ ભોગવ્યા સિવાય સુખની પ્રાપ્તિ ક્યાંથી થશે? પંચ મહાભૂતદ્વારા તૈયાર થયલું શરીર એ આત્માની મુક્તિનું એક સાધન છે, તે માટેજ એ પ્રત્યેકને પ્રાપ્ત થાય છે. મનુષ્ય તેનો સદુપયોગ નહિં કરતાં માત્ર ક્ષણિક સુખને માટે શરીરને કષ્ટથી દૂર રાખવું એ કેવળ અજ્ઞાનતા છે."

સિદ્ધાર્થના મનને સંતોષ થયો નહિ. તેણે શાંતિપૂર્વક કહ્યું

"મહારાજ! આત્માની મુક્તિને માટે પુનર્જન્મની કલ્પના સત્ય માનવી જોઈએ પરંતુ મ્હને તો એમ જ જણાય છે કે પુનર્જન્મ વગેરે સર્વ મિથ્યા છે. તમારા કહેવા પ્રમાણે કદાચ હું ક્ષણપર્યંત કબૂલ કરૂં કે પુનર્જન્મ છે. તેમાંથી મુક્ત થઈ એકાદ દેવનો જન્મ મળતાં

તમને સ્વર્ગલોક પ્રાપ્ત થશે. તેમ છતાં પરિવર્તનની ક્રિયા બંધ પડતી નથી. દેવતાઓનું પણ પરિવર્તન થાય છે એ તમે સ્વીકારો છો ખરા?"

મહાત્માએ ઉત્તર દીધો:

"હા! દેવતાઓ પણ પરિવર્તનશીલ છે. માત્ર બ્રહ્મ—ઈશ્વર—એજ પરિવર્તન રહિત છે. દેવતાઓને પણ ક્ષય—વૃદ્ધિની સ્થીતિ પ્રાપ્ત થાય છે. તથાપિ તે બ્રહ્મ તો અમર, અજર અક્ષય છે."

સિદ્ધાર્થે ગંભીર સ્વરે પૂછ્યું:

"ત્યારે મહારાજ! તમે જ વિચાર કરી જૂવો કે એક કાલ્પનિક અને અનિશ્ચિત ફલ પ્રાપ્ત કરવાની આશામાં ભયંકર કષ્ટ ભોગવવુ એ ગાંડપણુ નહિ? આત્માના કલ્યાણને માટે ગમે તેવી શારીરિક વિપત્તિ સાથે જાણીજોઈને યુદ્ધ કરવું એ ન્યાય કયાંનો? ગર્ભવાસના વિલક્ષણ દુ:ખ ભોગ સંપૂર્ણ થાય નહિં એટલામાં જ આત્મસુખની કલ્પનામાં શરીરને દુ:ખ સહન કરાવવું એ મ્હને સપ્રમાણ જણાતુ નથી."

મહાત્મા કાંઈક શાંત બેઠા પછી કિંચિત્ ઉદ્વેગપૂર્વક બોલ્યા

"મહાત્મન્! અમારો આ માર્ગ પરાપૂર્વથી ચાલ્યો આવે છે. એમાં શંકાને સ્થાન નથી. શંકા ઉપસ્થિત કરી મનને ભ્રમ નહિં કરતાં અપૂર્વ શ્રદ્ધાથી સતત્ કર્તવ્ય કરતાં રહેવું એ જ અમે ઉચિત સમજીએ છીએ. આ માર્ગ કરતાં જો કોઈ અન્ય શ્રેષ્ઠ માર્ગ તમારા જાણવામાં હોય તો મ્હને સંભળાવો જો ન જાણતા હો તો મ્હને મ્હારા કર્તવ્યમાંથી ભ્રષ્ટ કરશો નહિં."

એ સાંભળી સિદ્ધાર્થના મનમાં નિરાશા ઉત્પન્ન થઈ. તે વિષાદભરિત ચિત્તે ત્યાંથી ઉઠી પોતાની ગુફા તરફ વળ્યો. માર્ગમાં જતાં

પર્વત શ્રેણીમાંથી વહન થતાં ઝરણાં, નવપલ્લવથી પ્રફુલ્લિત બનેલાં વૃક્ષપલ્લવ, સૂર્યનાં કિરણથી અધિક સતેજ જણાતાં વિકસિત પુષ્પ, નીલ આકાશમાં ઉંચાઈના અભિમાનથી મસ્તક ડોલાવી રહેલા તાડવૃક્ષ અને પોતાના ઉલ્લાસિત કલરવથી વનદેવીનાં સંગીત ગાનાર પક્ષી! એ સર્વનાં દર્શન કર્યાથી તેના અંતઃકરણની ખિન્નતા દૂર થવા લાગી. તે કંઈક જુદી દ્રષ્ટિએ જ એ સર્વ સ્હામે જોવા લાગ્યો. તે સર્વ તેને શાંત, સંતોષી અને આનંદમગ્ન જણાયાં તેણે મનમાં જ કહ્યું:

"વિકસેલાં પુષ્પો કેવાં મનોહર જણાય છે. કેવળ સંતોષવૃત્તિને લીધે જ તેમને મનોહરત્વ પ્રાપ્ત થયું છે. એ બિચારાંનું આયુષ્ય કેટલું અલ્પ! એકે બે દિવસમાં કરમાઈ જઈને વૃક્ષ ઉપરથી નીચે ખરી પડશે. એટલા અલ્પ આયુષ્યમાં પણ તેઓ આત્મનાશનો અથવા શરીરકષ્ટનો પ્રયત્ન કરતાં નથી. અંતપર્યંત પ્રકૃતિદેવી સાથે આનંદપૂર્વક જીવન વ્યતીત કરે છે. તેજ પ્રમાણે પેલા તાડ આદિનાં ઉચ્ચ વૃક્ષ! પોતાના પલ્લવથી, અવિશ્ય આનંદિત બની સૃષ્ટિનો પરિશ્રમ દૂર કરવા માટે પંખો નાંખી રહ્યાં છે. આ બિચારાં પરોપકાર કરવા સિવાય બીજુ કાંઈપણ કાર્ય કરતાં જ નથી. તેના પર આશ્રય લેનાર પક્ષીઓ સુદ્ધાં કેવા અપૂર્વ આનંદથી પોતાનો કાળક્રમણ કરી રહ્યાં છે! અને અમે? પક્ષીનો સંહાર કરવામાં કુશળ મનુષ્યો નાના પ્રકારનાં શાસ્ત્ર અધ્યયન કરી પુષ્કળ જ્ઞાન સંપાદન કરવા છતાં શું કરીએ છીએ? અમે તો અમારો અને અન્ય જીવોનો નાશ કરી રહ્યા છીએ! પુષ્પ અને પક્ષીઓનું પરોપકારવૃત્ત અને તેમની સહિષ્ણુતાનું દ્રષ્ટાંત જોઈ મનુષ્યહૃદયમાં કંઇ પરિવર્તન થવું શક્ય છે ખરૂ? મનુષ્યહૃદય પરોપકારવૃત્ત ધારણ કરવા સમર્થ થશે ખરૂ?"

સિદ્ધાર્થ વિચાર કરતો થોડો વખત નિશ્ચલ દ્રષ્ટિએ ઉભો રહ્યો. પછી તેણે શ્રદ્ધાયુક્ત સ્વરે કહ્યું.

"હા! શક્ય છે! સતત પ્રયત્ન કરવાથી મનુષ્યની ભ્રમણામૂલક સમજણ સહજે દૂર થઇ શકે એમ છે. આજથી જ, નહિં, નહિં, આ ક્ષણથી જ એ જ ઉદ્યોગ શરૂ કરવો જોઈએ."

ઉપલા શબ્દો પ્રતિજ્ઞાના રૂપમાં ઉચ્ચાર્યા પછી સિદ્ધાર્થ પોતાની ગુફા તરફ ગયો. હૃદયની સર્વ શકિત એકત્ર કરી પરોપકાર માટે તેનો ઉપયોગ કયે સ્થળે કરવો તેનો વિચાર કરવા લાગ્યો. એટલામાં થોડે વેગળે કેટલાક ભરવાડ લોકો ઘેટાંનું એક મ્હોટું ટોળું હાંકી આવતા જોઈ તે ત્યાં જ ઉભો રહ્યો. થોડી વારમાં જ ઘેટાનું ટોળું ત્યાં આવી પહોંચ્યું. સિદ્ધાર્થે ઘેટાના અનેક ન્હાના બચ્ચાં તરફ દૃષ્ટિ ફેરવી. તેને જણાયું કે તે બચ્ચાના પગમાં કંઇક વાગવાથી તેમાંથી રકત નિકળી રહ્યું છે. તે લંગડું લંગડું ચાલતું હતું. તે બાળકની માતા ઘેટી વારંવાર પાછું વાળી જોતી અને આર્તસ્વરે બૂમો પાડતી. એ જોઈ સિદ્ધાર્થનું હૃદય ભરાઇ આવ્યું. તેના નેત્રમાં અશ્રુ ભરાઈ આવ્યાં. તેણે તે ઘેટાના બચ્ચાને ઉંચકી છાતી સાથે દબાવી કહ્યું:

"વાત્સલ્યપ્રેમથી વિહ્વળ થયેલી જનની! ત્હારા દુઃખનો સહાયક થઇ કંઇક અંશે ત્હારૂં દુઃખ ઓછું કરીશ. પર્વત ઉપર બેસી શરીર કષ્ટ ભોગવનારા તપસ્વીઓના દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવા કરતાં આ ક્ષુદ્ર અબોલ પશુને સુખી કરવું અનેકગણું શ્રેયસ્કર છે."

ત્યારપછી સિદ્ધાર્થે ભરવાડને કહ્યુંઃ

"ભાઈ! આ બકરાં અને ઘેટાંને તમે ક્યાં લઈ જાઓ છો?"

સર્વ ભરવાડમાંથી એકે કહ્યુંઃ

"મહારાજ! આ સર્વ પશુને અમે યજ્ઞમાં બલિદાન આપવા માટે લઇ જાઓએ છીએ. રાજગૃહના બિંબિસાર રાજાએ એક મ્હોટો

યજ્ઞ આરંભ્યો છે. આવતી કાલે રાત્રે બાર વાગે રાજા આ પશુઓનું બલિદાન આપવાના છે. રાજાની આજ્ઞા મળવાથી અમે આ સર્વ પશુ ત્યાં લઇ જઈએ છીએ."

ભરવાડના શબ્દો સાંભળી સિદ્ધાર્થનું કોમળ હૃદય અધિક ચૂર્ણ વિચૂર્ણ થયું. આજરાત્રે આટલાં બધાં પશુઓનો સંહાર થવાનું જાણી તેના હૃદયમાં ઘણું કષ્ટ થયું. કઈ યુક્તિદ્વારા સર્વ પશુઓના જીવનું સંરક્ષણ કરવું તેનો વિચાર કરવા લાગ્યો. એ સંબંધી ભરવાડ લોકોની સલાહ લાભદાયક નહિ થાય એમ સમજી તેણે એક ભરવાડને કહ્યું:

"ભાઇ! એ ન્હાના બચ્ચાને પગે વાગેલું હોવાથી તે ચાલી શકતું નથી. તેથી જો તમને હરકત ન હોય તો હું રાજગૃહના યજ્ઞમંડપ સુધી ઉંચકી લઉં."

સિદ્ધાર્થનું મુખતેજ, તેની પરોપકારવૃત્તિ અને નિરાભિમાનીપણું જોઈ ભરવાડોને તેના ઉપર ઘણી શ્રદ્ધા ઉત્પન્ન થઈ. તેમણે ઘેટાના બચ્ચાને ઉંચકી યજ્ઞમંડપ સુધી લઈ જવાની પરવાનગી આપી. તરત જ સિદ્ધાર્થ બચ્ચાને લઈ તેની માતા સાથે સાથે ચાલવા લાગ્યો. મધ્યાહ્ન સૂર્યના પ્રખર તાપકિરણો અગ્નિની વૃષ્ટિ કરતાં હોવાથી રસ્તો સખ્ત તપી રહ્યો હતો, તેમ છતાં સિદ્ધાર્થ શાંતિ અને સહનશક્તિ ધારણ કરી ભરવાડો સાથે ચાલતો હતો. બીજા પર પરોપકાર કરવામાં, બીજા પર દયા કરવામાં અને બીજાનાં કષ્ટ ટાળવામાં મનુષ્યના મુખ પર એક પ્રકારનું દૈવી તેજ, દૈવી સંતોષ અને દૈવી આનંદ જણાય છે. તે સર્વ ચિન્હો સિદ્ધાર્થના મુખ પર વિકાસ પામેલાં હોવાથી તે અત્યારે પહેલાં કરતાં અધિક તેજસ્વી અને નમ્ર જણાતો હતો. નમ્રતા અને તેજસ્વિતા યોગ્ય પ્રમાણમાં એકત્રિત થવાથી તેના મુખ પર અવર્ણનીય ગાંભીર્ય જણાતું હતું. એક દિવ્ય કાંતિધારી સન્યાસી એક ન્હાના ઘેટાના બચ્ચાને હૃદય સાથે દબાવી

ચેતપશુની પાછળ પાછળ ચાલે છે એ દેખાવ જે મનુષ્યોએ જોયો તેનો મનમાં અતિ આશ્ચર્ય ઉત્પન્ન થયું અને એ "મનુષ્ય છે કે દેવ" એવો પ્રશ્ન ઉત્પન્ન થયો.

એક ન્હાના ઘેટાના બચ્ચા ઉપર ઉપકાર કરવાથી સિદ્ધાર્થના મુખ ઉપર તેનો વિશેષ પ્રભાવ વિલસ્યો. તેણે જાણ્યું કે જીવદયાનું પરિણામ ખરેખર વિલક્ષણ છે. તપશ્ચર્યામાં હજારો વર્ષ વ્યતીત કરવા કરતાં પરોપકાર કાર્ય કરવામાં વિતેલો એક દિવસ અધિક કિંમતી છે એમ તે સમજ્યો. ભવિષ્યના આયુષ્ય ક્રમની તેને ગુરૂકિલ્લીજ મળી ગઇ હોય તેટલો તેને સંતોષાનંદ થયો. એક ઘેટાના બચ્ચાંનું દુઃખ ઓછું કર્યું ને કાંઇ વિશેષ નથી પરંતુ આ સર્વ પ્રાણીઓના જીવ બચાવવામાં કેવું વિશેષત્વ છે એ વિચાર તેના મનમાં એક સરખો ઘોળાયા કરતો હતો. પોતાની સર્વ વિચારશક્તિ એ એક જ વિષય પર કેન્દ્રિત કરી હતી. ભરવાડોની સાથે ધીમે ધીમે ચાલતાં ચાલતાં સિદ્ધાર્થ બીજે દિવસે સૂર્યોદય સમયે રાજગૃહ નગર નજીક વહેન થઇ રહેલી નદીને કિનારે આવી પહોંચ્યો. આ સમયે સૂર્યનાં કોમળ કિરણ નદીના તરંગો પર પડવાથી નદીમાંથી જાણે દિવ્ય રત્નો વહન થઇ જતાં હોય એવું સુંદર જણાતું હતું. નગરના પ્રવેશ દ્વાર આગળ ઉભેલા પહેરેગીરોનું પ્રતિબિંબ નદી પર્યંત પ્રસરેલું હતું. જાણે તે પ્રતિબિંબ પહેરેગીરોના અધિકારનું વિશાળત્વ દર્શાવતું હતું! પ્રતિબિંબ જોયા પછી સિદ્ધાર્થ નદી ઉતરી પેલે પાર ગયો-નહિ એટલામાં જ એક શોકમગ્ન સ્ત્રી પોતાના હાથમાં એક મૃત શિશુ સહિત સિદ્ધાર્થ સમક્ષ આવી ઉભી રહી પુત્રશોકને લીધે તે તદન ગાંડા જેવી થઈ ગઈ હતી. સ્ત્રીએ બૂમો પાડી અશ્રુપાત કરતી હતી અને પોતાનો મૃતક પુત્ર સિદ્ધાર્થની સ્હામે મુકી બોલી.

"ભગવન્! મ્હારા આ બાળકને સર્પદંશ થવાથી મૃત્યુવશ થયો છે. આ ન્હાના બાળક સિવાય મારૂં બીજું કોઈ નથી. શેઠ

સમય પહેલાં તે આ નદીને કિનારે રમતો હતો. એટલામાં કોણ જાણે કયાંથી એક સર્પે આવી એને દંશ દીધો. બાળક રમતો રમતો મૂર્છિત થયો. જોતજોતામાં તેની પ્રાણજ્યોતિ ઉડી ગઈ! મહારાજ! આપ અહિં પધારતા હતા તે વખતે કોઈએ મ્હને કહ્યું કે: તમે સત્પુરૂષ છો. તેથી તમારા ચરણ ઉપર તેને અર્પણ કરૂં છું. આપ તેને પ્રાણદાન આપો."

તે સ્ત્રીના કરૂણાજનક દયાર્દ્ર શબ્દો સાંભળી સિદ્ધાર્થના મનમાં ઘણું દુ:ખ થયુ. તેને તે સ્ત્રીની ઘણી દયા આવી. પરંતુ તેના પુત્રને પ્રાણદાન દેવાની તેનામાં શક્તિ નહિં હોવાથી કયા શબ્દોમાં તેને સંતોષ આપવો એ તેને સુજતુ ન હતું. તે બાઈને કોઇ પણ રીતે સમજાવવાના વિચારથી સિદ્ધાર્થે કહ્યુ'

"બ્હેન! ત્હારા પુત્રને જીવિત કરવો એ કાંઈ વિશેષ કઠણ નથી. તેને માટે એક ઔષધિની આવશ્યકતા છે. તેનુ નામ કાળા તલ છે. એ મેળવવા સ્હેલુ છે એમ તુ સમજતી હશે, પરંતુ જેના ઘરમાં કોઈ મનુષ્ય મરણ પામ્યુ ન હોય તેને ઘેર જઈ એક મુઠી તલ માંગી લાવ તો હું ત્હારા બાળકને જીવંત કરવાનો પ્રયત્ન કરીશ."

સિદ્ધાર્થના શબ્દ સાંભળી તે બાઈ પોતાના મૃતક પુત્રને લઈ કાળા તલ લેવા નગરમાં ગઈ. સિદ્ધાર્થ ભરવાડોની સાથે જ યજ્ઞમંડપ નજીક જઈ ઉભો રહ્યો. પ્રાત કાળનો સમય હતો. સર્વ મનુષ્યો પોતપોતાના વ્યાપારઉદ્યોગમાં ગુંથાયાં હતાં. એટલામાં શહેરમાં સિદ્ધાર્થનું આગમન થયું. સર્વ મનુષ્યો તેને કહેવા લાગ્યાં કે "યજ્ઞ પશુ લઈ આવનાર દેવ" એ જ છે. સર્વ તેના મ્હામે આંગળી બતાવવા લાગ્યાં. સર્વ પોતપોતાનો કામધંધો છોડી અનિમિષ નેત્રે સિદ્ધાર્થનાં દર્શન કરવા લાગ્યાં. સ્ત્રી બાળકોની મ્હોટી ભીડ જામી ગઈ. રસ્તામાં જતા આડીપોડા ઉતારવો એક બાજુએ જઈ સિદ્ધાર્થને જવાનો માર્ગ

મોકળો કરી આપતા હતા. રસ્તે જતાં મનુષ્યો એક બાજુએ થઈ જતાં અને ભક્તિપૂર્ણ દૃષ્ટિએ તેનાં દર્શન કરી પ્રણામ કરતાં. બજારમાં ચાલતું લેવડદેવડ વગેરે કાર્ય થોડો વખત બંધ પડ્યું. સર્વ વ્યાપારીઓ હાથમાંનું કામ છોડી દઈ સિદ્ધાર્થનાં દર્શન કરવા લાગ્યાં. લોકો બારીબારણાં વગેરે જ્યાં સ્થાન મળ્યું ત્યાં ઉભાં રહી દર્શનવંદન કરવા લાગ્યાં.

સિદ્ધાર્થના આગમનથી સર્વ શહેર શાંત અને ગંભીર બની ગયું. આજે શું છે? સર્વ એ જ વિચાર કરવા લાગ્યાં. પણ લઘુ જનાર સિદ્ધાર્થ ભિક્ષા માંગવા જતો તેથી રાજગૃહ નગરનાં સર્વ મનુષ્યો તેને ઓળખતાં હતાં એટલે આજની પરિસ્થિતિ સમજતાં લોકોને વિલંબ થયો નહિ.

સિદ્ધાર્થ યજ્ઞમંડપ નજીક ગયો તે સમયે દ્વાર આગળ પહેરેગીર સિપાહી ઉભો રહી રાજાના પ્રમાણે મંડપમાં કોઈને પ્રવેશ કરવા દેતો નહતો. પરંતુ છાતી સાથે ઘેટાનાં બચ્ચાંને લઈ આવેલા સિદ્ધાર્થની શાંત ગંભીર અને તેજસ્વી મૂર્તિ જોઈ પહેરેગીર રાજાની આજ્ઞા વિસરી ગયો. તે એક બાજુએ જઈ ઉભો. સિદ્ધાર્થને યજ્ઞ મંડપમાં જવા દીધો.

તે સમયે ભારતવર્ષમાં યજ્ઞનું વિલક્ષણ પ્રાબલ્ય જાગેલું હતું. રાજાઓ પોતાની કીર્તિમાં વૃદ્ધિ કરવાનું તેને એક સાધન સમજી વારંવાર યજ્ઞ અનુષ્ઠાન આરંભતા. યજ્ઞ માટે મોટા વિશાળ સુંદર મંડપો બંધાવતા. હજારો બ્રાહ્મણોને આમંત્રણ આપતા અને યજ્ઞમાં પશુઓનું બલિદાન આપી પોતાની કીર્તિ સાથે પુણ્ય સંપાદન કર્યાનું શ્રેય સમજતા. તેજ પ્રમાણે બિંબિસાર રાજાએ પણ વિસ્તીર્ણ અને સુંદર મંડપ બંધાવ્યો હતો. તેના મધ્ય ભાગમાં યજ્ઞ કુંડમાં પ્રખર અગ્નિ જ્વાળાઓ પ્રજ્વલિત થઈ રહી હતી. યજ્ઞ કુંડ સમિપ બ્રાહ્મણો

મંત્રોચ્ચાર કરી રહ્યા હતા અને વચ્ચેમાં વચમાં ઘૃત આદિ સૌગંધિત પદાર્થોની આહુતિ આપતા હતા. યજ્ઞકુંડની નજીક જ પશુહત્યાનું સ્થાન હતું. ત્યાંથી પશુનો રક્તપ્રવાહ વહેતો યજ્ઞમંડપમાં જઈ પડતો હતો. સિદ્ધાર્થ યજ્ઞમંડપમાં જઈ પહોંચ્યો તે સમયે પશુહત્યા કરવાનો સમય હોવાથી એક બ્રાહ્મણ હાથમાં તલવાર લઈ સ્તંભ સાથે બાંધેલા બકરા નજીક ગયો અને તલવાર ઉંચકી મ્હોટેથી બોલ્યો:

"દેવતાઓ! બિંબિસાર રાજાના સર્વશ્રેષ્ઠ યજ્ઞમાં આ બલિદાન તમારા સંતોષને માટે અર્પણ કરું છું. તેનો સ્વીકાર કરો."

એટલું બોલી બ્રાહ્મણે પોતાની તીક્ષ્ણ તલવાર બકરાના ગળા પર મારવા હાથ ઉગામ્યો. એટલામાં સિદ્ધાર્થે તેનો હાથ પકડી લીધો. તેણે કહ્યું:

"રાજા બિંબિસાર! પશુહત્યા કરશો નહિ. આ નિર્દોષ પશુને મુક્ત કરવાની આજ્ઞા કરો."

તે પછી તેણે બ્રાહ્મણોને કહ્યું:

"મહારાજ! તમારા પુણ્ય કૃત્યમાં વિઘ્ન નાખવા માટે મ્હને ક્ષમા કરજો, પણ મહારાજ! પ્રથમ મ્હને કહો કે જે પશુને પ્રાણદાન આપવાનું તમારામાં સામર્થ્ય નથી તે પશુને મારવાનો તમને શો અધિકાર છે?"

સિદ્ધાર્થનો પ્રશ્ન સાંભળી બ્રાહ્મણ ચુપચુપ ઉભો રહ્યો. રાજા પણ કંઈ પ્રતિઉત્તર દઈ શક્યો નહિ. અનેક યજ્ઞ મંત્રવિદ્ બ્રાહ્મણો ત્યાં હાજર હતા પણ કોઈએ સિદ્ધાર્થના પ્રશ્નનો ઉત્તર દીધો નહિ. તેમ જ તેના કૃત્યનો કોઈએ પ્રતિરોધ પણ કર્યો નહિ. સિદ્ધાર્થે આનંદપૂર્વક તે પશુને ગળે બાંધેલું દોરડું છોડી તેને મુક્ત કર્યું. તેણે દયાર્દ્ર કંઠે કહ્યું:

"પ્રાણ એ મૃત્યુલોકની અમૂલ્ય વસ્તુ છે. જેના પ્રાણ હોય તેના પર ફક્ત તે જ મનુષ્યનો અધિકાર છે. તેથી એક બીજાના પ્રાણની હત્યા કરવાનો કોઇને હક્ક નથી. જીવ હત્યા કરવી એ નિઃસંશય મહાપાપ છે, અર્થાત્ આવા જીવહત્યા કરવા જેવા યજ્ઞથી પુણ્યને બદલે પાપ કૃત્ય જ થાય છે. યજ્ઞ એ પુણ્યને બદલે પાપનાં ભંડાર ભરવાનું એક સાધન જ છે. તમને મુંગા પશુની પ્રાણની કિંમત જ નથી. મહારાજ! તમારા પોતાના પ્રાણ કરતાં એક ક્ષુદ્ર કીટના પ્રાણની કિમ્મત કાંઈ ઓછી નથી, એ તમારે કદી પણ ભૂલવું જોઈતું નથી. પૃથ્વીમાં ઓચિંતુ પરિવર્તન થશે અને બકરાંઓને મનુષ્ય યજ્ઞ કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થશે ત્યારે બ્રાહ્મણો! તે વખતે યજ્ઞને માટે તમારા પ્રાણ વિસર્જન કરતાં તમને કેવી લાગણી થશે? તે સમયે તમે અતિશય કલ્પાંત જ કરશો! તે સમયે નિશ્ચય તમે જ કહેશો કે "આ તો મહાપાપ થાય છે! મહાપાપ થાય છે!" તે સમયે તમે તમારા પ્રાણનું રક્ષણ કરવા અનેક ઉપાયો યોજશો. નેત્રમાં અશ્રુ અને હૃદયમાં થતા ધમકારા સહિત તમે અન્યની સહાયતા માટે બુમો પાડશો એમ હું ધારૂં છું. આ યજ્ઞ માટે તમને ગરીબ અવાચક બકરા ઘેટાંની અગત્ય જણાય છે એ જ મ્હોટું આશ્ચર્ય છે! બ્રાહ્મણો! તમે જો યજ્ઞમંત્ર જાણતા હો તો વાઘ કિંવા સિંહનું બલિદાન આપવા કેમ સમર્થ થતા નથી! આ ગરિબ પ્રાણીઓ તો પોતાના દુધ વડે જગત્નો ઉપકાર કરે છે, પરંતુ વાઘ અને સિંહ જેવાં વિકરાળ હિંસક પ્રાણીઓ તો જગતમાં ત્રાસ વર્તાવે છે, એ તમે જાણો છો છતાં તમે તેનું બલિદાન કેમ આપતા નથી? એવા ક્રૂર પશુઓનું બલિદાન આપતાં પહેલાં તે તમારૂં જ બલિદાન કરી જાય એવા છે તે તમે સમજો છો. તમને તેનો ભય લાગે છે, પરંતુ પશુ બલિદાન જો પુણ્યકૃત્ય સમજતા હો તો ભય શા માટે? ઓ બ્રાહ્મણો? ગરીબ બકરાં કરતાં વાઘની કિંમત ઘણી વધારે છે. તેના બલિદાનથી અવશ્ય તમને અતિશય પુણ્ય પ્રાપ્ત

થશે. તેના બલિદાનથી અનેક અરિબદાં પશુઓ ત્રાસમુક્ત થઈ તમને આશિર્વાદ આપશે. બ્રાહ્મણો ! આવું મહદ્ પુણ્ય કૃત્ય તમે કેમ સંચિત કરતા નથી ? મહારાજા બિંબિસાર અને બ્રાહ્મણો ! તમારા પુણ્ય-કૃત્યમાં મ્હેં વિઘ્ન ઉપસ્થિત કર્યું છે એમ તમે સમજતા હો તો મ્હને ક્ષમા કરજો, અને સર્વ બલિદાનમાં અતિશ્રેષ્ઠ નર–બલિદાન દઈ એકદમ અતિશય પુણ્ય સંચય કરો. હું મ્હારો દેહ તમને યજ્ઞના બલિદાન માટે અર્પણ કરવા તૈયાર છું."

સિદ્ધાર્થનાં એ વચનો સાંભળી યજ્ઞમંડપ તદ્દન શાંત જણાયો. રાજા, બ્રાહ્મણ અને યજ્ઞ સમારંભ માટે આવેલાં હજારો મનુષ્યો ચિત્રની પેઠે સ્તબ્ધ બેસી રહ્યાં ! સિદ્ધાર્થનો આત્મબલિદાન આપવાનો વિચાર સાંભળી રાજા બિંબિસારના અંતઃકરણ ઉપર આશ્ચર્ય-કારક પરિણામ ઉપજ્યું. સિદ્ધાર્થની દિવ્ય મુખકાંતિ અને તેનો દયા-યુક્ત કરૂણ સ્વર સાંભળી તે એક દેવપુરૂષ જેવો પૂજનીય જણાયો. રાજા પોતાના આસન ઉપરથી ઉઠી વંદન કરવા તેની નજીક જઈ ઉભો રહ્યો. રાજાને તેમ કરતાં રોકી સિદ્ધાર્થે કહ્યું:

"મહારાજ ! હું તો એક યત્કિંચિત મનુષ્ય છું. મ્હને વંદન કરવાની આવશ્યકતા નથી. જો મ્હારા કહેવામાં આપને કંઈ પણ સત્ય જણાયું હોય તો આજથી તમારા રાજ્યમાં પશુવધ બંધ થાય એવી આજ્ઞા કરો. મનુષ્યને પોતાનો જીવ જેટલો વ્હાલો છે તેટલોજ પોતાનો જીવ પ્રાણી માત્રને વ્હાલો છે. કોઇ પણ મૃતક પ્રાણીના શરીરમાં પુનઃ પ્રાણદાન દેવાની મનુષ્યમાં શક્તિ ન હોય તો તેના પ્રાણ હરણ કરવાનો તેને કંઇ પણ અધિકાર નથી. પોતાના પ્રાણનું રક્ષણ કરવા માટે પ્રત્યેક પ્રાણી પ્રયત્ન કરે છે. ભૂતદયા એટલે પ્રાણી-માત્ર પર દયા રાખવી એ મનુષ્યનો મહાન સદ્ગુણ છે. મનુષ્ય જો કાંઈ પણ પુણ્ય સંચય કરવા ચ્હાતો હોય તો એ સદ્ગુણ દ્વારાજ તેમ કરી શકશે. જગતમાં જેટલા મહાન પુરૂષો થઇ ગયા છે તેનામાં

ભૂતદયાનો અદ્‌ભુત ગુણ જોવા આવે છે. હિંસાનું પ્રત્યેક કાર્ય પાપમય છે. પછી તે મહાયજ્ઞ હોય કે માંસ–ભોજનપ્રિયતા હોય. સૃષ્ટિકર્તાની કૃપાથી જ સર્વ જીવો ઉત્પન્ન થયા છે. સૃષ્ટિ નિર્મિત વસ્તુ પર નિર્વાહ કરવો એ પ્રત્યેકને માટે ઉચિત છે. સૃષ્ટિની યોજના જ એવા પ્રકારની છે. તેના વિરૂદ્ધ આચરણ કરવું એ મહા પાપ છે. યજ્ઞદેવતાને પ્રસન્ન કરવા માટે આ સ્થળે બાંધેલાં પશુઓને વાચા નથી એ સત્ય પરંતુ તેના અંતરાત્માને જ્ઞાન નથી એમ તમે સમજો છો? તેનો અંતરાત્મા તો જાગૃત જ છે. તે સર્વ સમજે છે અને તે નિર્દોષ પ્રાણીના વધની તૈયારી જાણી તેનો અંતરાત્મા કેટલો કલ્પાંત કરતો હશે, કેટલા શ્રાપ દેતો હશે તેનો તમે કોઇ વિચાર કરો છો ખરા? આ ગરિબડા પશુના હોઠ પર મનુષ્યની નિર્દયતાના પ્રત્યેક અક્ષર લખેલા છે. દયાહીન મનુષ્યો! જૂવો! જૂવો! તે બે હોઠદ્વારા બેં બેં કરી તમારી દયાભિક્ષા માંગે છે! ઓ સ્વાર્થી મનુષ્યો! તેનો વધ કરવાની તૈયારી જોઇ તેના નિર્બળ પગ આમતેમ દોડી ગયા છે! અને ઓ અજ્ઞાનાંધ મનુષ્યો, જગતના એક ઉપકારક ગરિબડા નિર્દોષ પશુનો તમે વધ કરતાં હોવાથી તે પોતાની પુંછડી હલાવી વારંવાર તમને મના કરે છે! પરંતુ તમે અત્યારે દયાશૂન્ય થયા છો! તમે તે મુંગા પ્રાણીનાં સંકેત ચિન્હો સમજી શકતા નથી. તમે તેનાં અશ્રુપૂર્ણ નેત્રો જોવા છતાં પણ દયાહીન થયા છો! તમારાં બાળકોને પીવા માટે દૂધ અને પોતાના શરીરનું ચામડું તમને આપી જે પશુઓ તમારા પર ઉપકાર કરે છે તેના બદલામાં તમે તેના ગળા પર છરી ફેરવનાર ઓ દુષ્ટ મનુષ્યો! તમારી એ કૃતઘ્નતાની કાંઇ હદ છે મહારાજા! પશુઓનું રક્ત એ કાંઇ દેવપૂજનનું સાધન નથી. રક્ત વડે દેવતા કદી પણ પ્રસન્ન થતા નથી. તેમ કરવાથી તો જીવહત્યાનું પાપ તમે બાંધી ગયા છો. તે પાપનો બદલો તમને આ જન્મમાં અથવા પુનર્જન્મમાં ભોગવવો જ પડશે એ નક્કી સમજજો."

સિદ્ધાર્થના તેજસ્વી અને હૃદયગ્રાહી શબ્દો સાંભળી બિંબિસાર રાજાને પોતાના યજ્ઞકૃત્ય માટે ઘણી શરમ લાગી. તે લજ્જાયુક્ત સ્વરે બે હાથ જોડી બોલ્યોઃ

"ભગવન્! તમે જે કાંઇ ઉપદેશ વચનો કહ્યાં તે સર્વ હું તદ્દન સત્ય માનું છું. હું યજ્ઞમંત્રનો અર્થ સમજતો નથી. આ મંત્રવિદ્ બ્રાહ્મણો તમારા ઉપદેશ વચન સાંભળી પોતાના રક્તભરિત હાથ વસ્ત્રમાં સંતાડી દે છે અને કાંઇ યુક્તિસંગત ઉત્તર દેતા નથી ત્યારે મ્હને આપનાં વચન સત્ય જણાય છે. અત્યાર સુધી અજ્ઞાનતાવશ મ્હેં એ પાપકર્મ કર્યું છે તેની મ્હને ક્ષમા કરો અને જે કાર્યદ્વારા મ્હને અક્ષય પુણ્ય મળે એવો માર્ગ દર્શાવો."

સિદ્ધાર્થ ગંભીર સ્વરે બોલ્યો:

"મહારાજા બિંબિસાર! તમે ઇચ્છો છો એવો પુણ્યમાર્ગ આજે બતાવવા હું અસમર્થ છું. કેટલાક દિવસ પછી મ્હને જ્યારે સત્ય જણાશે ત્યારે હું તે માર્ગ તમને બતાવીશ. ત્યાં સુધી તમારા રાજ્યમાં કોઇ પણ પ્રકારનો પશુવધ થાય નહિ એવો સખ્ત બંદોબસ્ત કરો. પૃથ્વી પર રક્તપાત નહિં થતાં પ્રત્યેક મનુષ્યે પ્રકૃતિ નિર્મિત વસ્તુઓ ઉપર પોતાનો ઉદરનિર્વાહ કરવો જોઇએ. જો તેમ થાય તો નરકપુરી જેવી પૃથ્વી શાંતિસુખનું મહાલય બની જાય. પ્રાણી માત્રમાં પરસ્પર બંધુભાવ ઉત્પન્ન થાય, અને પરસ્પર પ્રેમ રાખે તો પૃથ્વી પર જે સુખનો પ્રચાર થશે તેની દેવતાઓ પણ ઇર્ષા કરશે!"

એ વચનો સાંભળી રાજા બિંબિસારના મનમાં સિધ્ધાર્થ પ્રત્યે વિશેષ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઇ તેણે કહ્યું:

'ભગવન્! તમે કોણ છો! સત્યનો શોધ કરવા તમે ક્યાં

વિચરવાના છો તે મ્હને કહેશો તો મ્હારા પર મ્હોટો ઉપકાર થશે '

સિદ્ધાર્થે ઉત્તર દીધો

" મહારાજા ! કપિલવસ્તુ નગરના શાક્યવંશીય રાજા શુદ્ધોદનનો હુ પુત્ર છુ મ્હારુ નામ સિદ્ધાર્થ સત્યનો શોધ કરવા સર્વસ્વનો ત્યાગ કરી મ્હે અરણ્યનિવાસ પસદ કર્યો છે તમારી રાજ્યધાની નજીક પર્વત ઉપર અનેક મહાત્માઓ તપશ્ચર્યા કરી રહ્યા છે એ જાણી હુ સત્યના શોધ માટે તેમની પાસે ગયો ,પરંતુ ત્યા મ્હને નિરાશા સાપડી છે, તેથી હવે હુ ગયાજી નજીકના અરણ્યમા જવાનો છુ '

સિદ્ધાર્થની હકિકત સાભળી રાજા બિંબિસાર આશ્ચર્યમા ગરક થયો તેણે કહ્યુ

' રાજકુમાર સિદ્ધાર્થ ! તમે સ્વિકારેલુ કાર્ય અતિમહત્વનુ છે પરતુ સુખ ઐશ્વર્યમા ઉછરેલા તમે અરણ્યના મહાન કષ્ટ શી રીતે સહન કરશો એની મ્હને વિશેષ ચિતા થાય છે તમારા પ્રફુલ્લ કમળ જેવા કોમળ હાથ, ધર્મધ્વજ ધારણ કરવા કરતા રાજ્યદડ ધારણ કરવા માટે અધિક યોગ્ય છે હવે તમે મ્હારા રાજમહાલ્યે નિવાસ કરી તમારી ઇચ્છા પ્રમાણે હિસાનો પ્રતિબધ કરો હુ અપુત્ર છુ તમે મ્હારા ધર્મપુત્ર થાઓ તમારે યોગ્ય એવી સુદર સ્ત્રી સાથે તમારુ લગ્ન કરીશ તમે આનદપૂર્વક મ્હારા રાજ્યનો ઉપભોગ કરો "

સિદ્ધાર્થે ઉત્તર દીધો

" મહારાજ ! મ્હને સર્વ રાજ્યવૈભવ પ્રાપ્ત થયા હતા પરતુ સ્વેચ્છાપૂર્વક તેનો ત્યાગ કરી સત્યના શોધ માટે હુ બહાર

નિકળ્યો છુ તે સત્યની પ્રાપ્તિને માટે હું મરણ પર્યંત પ્રયત્ન કરીશ. મ્હેં જે સંકલ્પ કર્યો છે તેમા વિઘ્ન નાંખવા મહેન્દ્ર પોતાનું ઇન્દ્રાસન મ્હને આપવા તૈયાર થશે તોપણ તેનો સ્વીકાર નહિ કરતાં હુ મ્હારો સંકલ્પ કદીપણ છોડીશ નહિ. અહિંસા, ભ્રાતૃભાવ અને નીતિધર્મ, એ મ્હારા સંકલ્પનાં મુખ્ય અંગ છે. હું જગત્ ભ્રમણ કરી પુન તમારા રાજ્યમાં આવું ત્યાં સુધી એ ત્રણ સદ્ગુણ તમારી પ્રજામાં વૃદ્ધિ પામે એવી વ્યવસ્થા કરો. તેમ થવાથી રક્તધારાથી ક્ષીણ થયેલા ભારતવર્ષનું ગૌરવ કેટલું વૃદ્ધિ પામશે તેનો વિચાર કરો!"

એટલું કહી સિદ્ધાર્થે સર્વને નમ્રતાપૂર્વક વદન, કરી તુરંતજ તે ગયા જવાને માર્ગે આવતો થયો બિંબિસાર, રાજાનો યજ્ઞ અપૂર્ણ રહ્યો. રાજાએ પોતાના સેવકો દ્વારા તુરતજ યજ્ઞ મંડપ છોડાવી નાંખ્યો યજ્ઞમાં પધારેલા બ્રાહ્મણોએ હવે પછી પશુ યજ્ઞમાં જવું નહિ એવો સંકલ્પ કરી પોતપોતાને ઘેર વિદાય થયા યજ્ઞ માટે એકત્ર કરેલા પશુઓને મુક્ત કરવામા આવ્યા એટલે તુરતજ તેઓ પર્વત પર ચઢી કોમળ દુર્વાકુર ચરવા લાગ્યાં. મગધ દેશમાં સર્વત્ર પશુ યજ્ઞની વાર્તા પ્રસરી ગઈ પશુ હત્યા બંધ થઈ!

સિદ્ધાર્થ રાજગૃહ શહેરમાંથી બહાર નિકળ્યો તેજ સમયે કાળા તલ લેવા ગયલી સ્ત્રી સિદ્ધાર્થ સામે આવી આડી ઉભી રહી. તે બોલી

"મહારાજ! તમે મ્હારા મૃત પુત્રને માટે કાળાતલ મગાવ્યા હતા તે ક્યાંય મળતા નથી મેં કંઇ મનુષ્યોને ઘેર જઇ મ્હે પુછ્યું. પ્રત્યેકે પોતાને ત્યાં એકાદ મનુષ્યનું મૃત્યુ થયાના સમાચાર કહ્યા. તેથી હું મ્હારા મૃતક પુત્રને એક વૃક્ષ નીચે મુકી એ સમાચાર

કહેવા આવી છુ ભગવન્' તે તલ તમેજ મ્હને કયાંકથી લાવી આપો મ્હારા પુત્રને જીવતો કરો "

પુત્ર શોકથી વિહ્લલ થયેની તે સ્ત્રી ઘણુ આક્રંદ કરવા લાગી એને સાંત્વન આપતા સિદ્ધાર્થે કહ્યુ

"માતા' તમને કોઈ પણ સ્થળેથી તલ મળ્યા નહિ ત્યારે હવે તમારે નિશ્ચય માનવુ કે તમારો પુત્ર જીવિત થશે નહિ તમે જ્યા જ્યા ગયા ત્યા કોઈ એક મનુષ્યના મૃત્યુના સમાચાર તમે સાભળ્યા, ત્યારે તેજ મૃત્યુ તમારુ ઘર પણ કેમ ત્યાગ કરે? માતા' મૃત્યુની ગતિ કોઈ રોકી શકે તેમ નથી, તે કયે સમયે કોના ઘરમા પ્રવેશ કરશે તે કાંઈ કહી શકાય નહિ શાતિ અને ધૈર્ય ધારણ કરી તેનો સપાટો સહન કરવો જોઈએ તમારે માટે મ્હને ઘણુ દુ:ખ થાય છે જો કોઈ એમ કહે કે મનુષ્યના કાળજાનું રક્તપાન કરવાથી તમારુ બાળક જીવતુ થાય એમ છે તો હું તુરતજ મ્હારા કાળજાનું રક્ત કાઢી તેનું પાન કરાવવા તૈયાર છુ મ્હારી ખાત્રી છે કે ગમે તેમ થવા છતા તમારો પુત્ર પુનઃ જીવિત થનાર નથી જાઓ, દુ:ખ સહન કરો અને તમારા મૃત પુત્રના શરીરનો સત્કાર કરો આ વિકટ પ્રસગે શાતિ અને ધૈર્ય એજ મનુષ્યનો સહાયક છે એજ મનુષ્યનો મિત્ર છે અને એજ મનુષ્યનો ધર્મ છે.



## પ્રકરણ ૭મું.

### સિદ્ધિ.

यो यो भषेन्तु श्रृण्वन्तु बोधि प्रासहग मेवच ।

"More things are wrought by Pryers, than the world dreams of"

સિદ્ધાર્થે સત્યની શોધ માટે પોતાના ઘરબારનો ત્યાગ કર્યો હતો તેજ સંકલ્પની સિદ્ધિ માટે તેણે સર્વ રાજવૈભવ અને સુખ સમૃદ્ધિને તિલાંજલિ અર્પણ કરી હતી. પ્રિય પિતા, સદ્ગુણી પત્ની યશોધરા અને પ્રેમનાં સુંદર પુષ્પ સ્વરૂપ ન્હાના બાળપુત્ર ઉપરથી માયા મમતાનો ત્યાગ કરી સેંકડો ગાઉ દૂર ચાલ્યો ગયો હતો. સત્યની પ્રાપ્તિ માટે હજી પણ હજારો ગાઉ વેગળે ચાલ્યા જવાની તેની તૈયારી હતી. સત્ય વસ્તુ

શોધવા માટે ગમે તેટલા સર્વ પ્રયત્ન કરવાની તેને તીવ્ર ઇચ્છા હતી. મગધ દેશની ઉચ્ચ પર્વત શ્રેણીઓની ગુફામાં નિવાસ કરતા ઋષિઓના સાનિધ્યમાં સત્ય પ્રાપ્તિની તેને આશા હતી. પરંતુ ત્યાં તે નિરાશ થવાથી તેણે ગુફામાં જવાનો માર્ગ ત્યાગ કર્યો અને ગયા ધામ તરફ પ્રયાણ કરતાં પોતાના ધ્યેયનો વિચાર કરવા લાગ્યો. તેણે સાંભળ્યું હતું કે: ગયાજી નજીક એક મ્હોટું વિશાળ અરણ્ય છે. ત્યાં તપશ્ચર્યાને અનુકુળ અનેક સ્થાન છે. તેમાંનાજ કોઈ એક સ્થાનમાં ધ્યાનમગ્ન થઇ સત્ય તત્વની પ્રાપ્તિ માટે અત્યંત કઠિન તપશ્ચર્યા કરવાનો તેણે સંકલ્પ કર્યો. રસ્તામાં ચારપાંચ બ્રાહ્મણો પણ સત્ય તત્વ શોધવાના ઉદ્દેશથી તેની સાથે પ્રવાસ કરતા હતા. એ બ્રાહ્મણ બિંબિસાર રાજાના યજ્ઞ મંડપમાંના જ હતા. તેમને સિદ્ધાર્થ કથિત નવીન સત્ય તત્ત્વ સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવાની વિલક્ષણ જીજ્ઞાસા ઉત્પન્ન થઈ હતી. તેથી તેઓ સિદ્ધાર્થની સાથે સાથેજ માર્ગ ક્રમણ કરતા હતા. તેમનો શુભ ઉદ્દેશ જાણવાથી સિદ્ધાર્થે પણ આનંદિત ચિત્તે તેમને પોતાની સાથે આવવાની રજા આપી હતી. તેમનાં કૌંડિલ્ય નામના મુખ્ય બ્રાહ્મણે નવીન સત્ય સમજવાના ઉદ્દેશથી રસ્તે ચાલતાંજ સિધ્ધાર્થને પ્રશ્ન કર્યો:

"મહારાજ! ભારતવર્ષમાં હમણાં જે ધર્મ પ્રચલિત છે અને જે ધર્મ માર્ગે જઈ પોતાનુ ધ્યેય સિદ્ધ કરવા જનસમાજ પ્રયત્ન કરે છે, તે કરતાં તમારો ધર્મ અને ધ્યેય જૂદાં છે કે?"

થોડો વખત વિચાર કરી સિધ્ધાર્થે કહ્યું:

"ધર્મ અને ધ્યેય એ બન્ને જૂદાં છે કે કેમ તે હું હમણાં તમને તુરત કહી શકું. એમ નથી પરંતુ મ્હારો માર્ગ તદ્દન ભિન્ન છે. તે માર્ગ દ્વારા મ્હને ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થશે તો જનસમાજમાં હું તેનો પ્રચાર કરીશ અને તેમ કરવાથી સર્વત્ર અતિશય

કેરફાર થઈ જશે. મ્હારો માર્ગ સહેલો હોવાથી અનેક મનુષ્યો તે ગ્રહણ કરવાનો પ્રયત્ન કરશે."

એટલું સાંભળવાથી કૌડિન્યનાં મનને સંતોષ થયો નહિ. તેણે પૂછ્યું :

"તમે તમારા પ્રાપ્તવ્ય વિષય-ધ્યેય માટે વિશેષ વિચાર કર્યો છે, ત્યારે તેના સૂક્ષ્મ કિંવા સ્થૂલ સ્વરૂપ સંબંધી ખુલાસો કરવા મ્હારી પ્રાર્થના છે."

પોતાની સાથે પ્રવાસ કરતા બ્રાહ્મણોના પ્રશ્નનો સંતોષકારક ઉત્તર આપવા સિધ્ધાર્થ હજી તૈયાર નહતો તેથી બ્રાહ્મણોને શો ઉત્તર દેવો તેના વિચારમાં પડ્યો પરંતુ સત્ય વસ્તુસ્થીતિ છુપાવવાની તેની ઇચ્છા નહિ હોવાથી તેણે કહ્યું :

"મ્હને મ્હારૂં ધ્યેય હજી મળ્યું નથી ત્યાં હું તમને તેનું સ્થૂલ કિંવા સૂક્ષ્મ સ્વરૂપ કેવી રીતે સમજાવું ?"

કૌડિન્યે કહ્યુ :"

"તમે જેને પ્રાપ્તવ્ય કહો છો તે કહી શકશો ?"

સિધ્ધાર્થે કહ્યું :

"તે સંબંધી પણ હું તમને અત્યારે ખાત્રીપૂર્વક કંઈ કહી શકતો નથી. માત્ર તેની થોડી કલ્પના તમને કરાવી શકીશ. માનવ જાતિની પરિસ્થિતિનું અવલોકન કરતાં મનુષ્યોને સાચી શાંતિ અને સંતોષ પ્રાપ્ત કરવા માટે અન્ય તત્વ હજી તેમને સમજાયું નથી. તે તત્વ સમયની ઘટનામાં ગુપ્ત હોવાથી તેને શોધવું અતિ કઠિન હોવા છતાં પ્રયત્ન કરતાં સિધ્ધ થવું મ્હને શક્ય જણાય છે. એ સત્ય તત્વને હું પ્રાપ્તવ્ય ધ્યેય કહું છું."

"કૌંડિલ્યે પૂછ્યું:

"એ તત્વ તમને પ્રાપ્ત થશે કે નહિ તેની મ્હને શંકા છે. ઠીક, એ તત્વ શોધવા માટે કેવો પ્રયત્ન કરશો?"

સિધ્ધાર્થે ખુલાસો કર્યો કે:

"એકાંતમાં બેસી એ તત્ત્વનો અહર્નિશ વિચાર કરીશ, અને તે નહિ મળે ત્યાં સુધી હું એ પ્રમાણે પ્રયત્ન કર્યાં જ કરીશ."

સિદ્ધાર્થનું કથન કૌંડિલ્યને અતિ આશ્ચર્યકારક લાગ્યું. તેણે પુન. પ્રશ્ન કર્યો

"મહારાજ! તમારો એ પ્રયત્ન અપ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિ કરવા જેવો જણાય છે. કલ્પનાદ્વારા એક ધ્યેય નક્કી કરવું અને મૃગજળની પેઠે તેનો શોધ કરવા આયુષ્યનો દુરૂપયોગ કરવો એ મ્હને પસંદ નથી. તમારૂ ધ્યેય તમને પ્રાપ્ત થાય ત્યાં સુધી તમારી રજા લેવી મ્હને ઉચિત જણાય છે."

સિદ્ધાર્થ અને બ્રાહ્મણ વચ્ચે મતભેદ ઉત્પન્ન થવાથી અર્ધે રસ્તે જ તેઓ છુટા પડ્યા બ્રાહ્મણો સિદ્ધાર્થનો ત્યાગ કરી ગયા છતાં તે ઉત્સાહભંગ ન થયો તેણે તો પોતાનો માર્ગ ક્રમણ કરવા માંડયો. ધીમે ધીમે તે ગયા નજીક એક સુંદર અરણ્યમાં આવી પહોંચ્યો

અર્વાચીન સમયે જે નદી ફલ્ગુના નામથી પ્રસિદ્ધ છે તેને સિદ્ધાર્થના સમયે નિરંજન નામથી ઓળખતા હતા. ગયાના વિશાળ અરણ્યમાંથી તે મદમસ્ત ભુજંગિની પેઠે દોડતી હતી. તેના તટ ઉપર રેતીના મ્હોટા મ્હોટા ટેકરા હતા. જળપ્રવાહ ન્યૂનાધિક થતાં તે ટેકરા અદ્રશ્ય થતા અને પુન નવીન ઉત્પન્ન થતા. રેતીના ટેકરા ટેકરીઓને લીધે તે વિભાગ અપૂર્વ સૌંદર્યમય જણાતો. તે સમયે નિરંજન

નદીને કિનારે સેનાની નામક ગામડા નજીકનું જંગલ ઘણું સુંદર હતું. સિદ્ધાર્થ તે જંગલને માર્ગે થઇને જતો હતો ત્યારે તેનું અપૂર્વ સૃષ્ટિસૌંદર્ય નિહાળી તેણે એ જ અરણ્યમાં નિવાસ કરવાનો નિશ્ચય કર્યો. તાડનાં વૃક્ષોની ઘીચ ઝાડીમાં તેણે એક સ્વચ્છ સ્થાનમાં ઉગ્ર તપશ્ચર્યાનો આરંભ કર્યો. તેની તપશ્ચર્યા એટલે જગતનાં પ્રાણીમાત્ર અત્યારે અપાર દુઃખ અને ત્રાસ સહન કરી રહ્યાં છે તે દુઃખજાળમાંથી-તેમને મુક્ત કરવાનો માર્ગ શોધવો એ જ ઉદ્દેશ હતો. આ તપમાં કેવળ આત્મચિંતન કરવું એ જ કર્મ હતું. જગતનાં દુઃખ સંબંધી વિચાર કરતાં કરતાં પોતાનું ધ્યેય-સત્યની પ્રાપ્તિ થશે એવી સિદ્ધાર્થને શ્રદ્ધા હતી. એ વિલક્ષણ ચિંતન માટે તે એક વખત આસનવાળી બેઠો તે બેઠો. ઘણા દિવસ પર્યંત એક આસને જ બેસી રહ્યો. પોતાનું ધ્યેય સાધ્ય થતાં સુધી આસન પરથી નહિં ઉઠવાનો તેનો નિશ્ચય હતો. તેથી તેને અનેક પ્રકારનાં શરીર કષ્ટ સહન કરવાં પડયાં. તેમ છતાં તે પોતાના આસન પરથી ઉઠ્યો નહિ. ગમે તેવી કઠોર વૃત્તિના મનુષ્યને આહાર અને નિદ્રા હોય છે જ. જો તે ન મળે તો એક બે દિવસમાં જ તેના પંચપ્રાણ આકુળ વ્યાકુળ થઇ જાય છે. ત્યાં પછી સિદ્ધાર્થ જેવા રેસમી ગાદી તકિયા પર આળોટનાર અને નિત્ય મિષ્ટાન્ન ભોજન કરનાર મનુષ્યને અરણ્યમાં અનેક દિવસ પર્યંત એક આસને આહાર-નિદ્રા વિના બેસી રહેતાં કેટલું કષ્ટ થયું હશે તેની કલ્પના વાંચકોએ જ કરી લેવી ! એ સ્થીતિમાં કેટલાક દિવસજ નહિં પણ કેટલાએ મહિના તેણે વિતાડ્યા તેથી તેના અન્નમય પ્રાણ અવશ્ય વ્યાકુળ થતા હતા છતાં તે તરફ સિદ્ધાર્થનું લક્ષ ન હતું. પોતાના એ કૃત્યથી શરીર અને જીવની કેવી સ્થીતિ થાય છે તે તરફ તેનું લક્ષ જ ન હતું. તેણે પોતાનું સર્વ લક્ષ પ્રાણી માત્રનાં દુઃખાવરણ દૂર કરવાના વિચાર તરફ વાળેલું હોવાથી તે પોતાના શરીરને તદ્દન વિસરી ગયો હતો પરંતુ એમ કેટલા દિવસ ચલાવી શકાય? તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું હતું તેની તેને ખબર પણ ન હતી.

તેનું મુખતેજ મ્લાન થઈ ગયું હતું. એક દિવસ અન્ન વિના તે મૂર્છિત થઇ પૃથ્વી પર પડયો. તેની મૂર્છિતાવસ્થા આશ્ચર્યકારક હતી. સૃષ્ટિનું દર્શન કરવાની ઇચ્છાથી નેત્રની પાંપણો ઉઘાડવાનો સિદ્ધાર્થ પ્રયત્ન કરતો, પરંતુ તે સમયે તેનામાં એટલી શક્તિ ન હતી. અંતઃકરણમાં થતી વેદના વનવૃક્ષને નિવેદન કરવાની ઇચ્છાથી તેના શુષ્ક ઓઠ આતુર થઇ રહ્યા હોય એમ જણાતું હતું, પરંતુ તે ઓઠમાં શબ્દોચ્ચાર કરવાની શક્તિ ન હતી. સિદ્ધાર્થ એવી ભયંકર મૂર્છામાં હતો તેમાં વળી મધ્યાહ્નનો પ્રચંડ સૂર્ય પોતાનાં તિક્ષ્ણ કિરણો વડે તેનું શરીર તપ્ત કરી રહ્યો હતો. પરંતુ ઇશ્વરની લીલા અપાર છે. જો સિદ્ધાર્થ એજ સ્થીતિમાં વિશેષ વખત રહ્યો હોત તો જગતને પોતાના જ્ઞાનસૂર્ય વડે સત્ય પ્રકાશનું દાન કરનાર મહાપુરૂષનો નાશ થયો હોત અને આજે બૌદ્ધધર્મનું નામ કોઈના સાંભળવામાં આવ્યું ન હોત પરંતુ જગતના પ્રારબ્ધમાં એ મહત્ કલંક વિધાતાએ આલેખેલું ન હતું. તેની મૂર્છાવસ્થાને સમયે જ ત્યાં એક દયાળુ અંતઃકરણનો રબારીનો પુત્ર આવી પહોંચ્યો. તેના પ્રયત્નથી સિદ્ધાર્થને પ્રાણદાન મળ્યું.

સિદ્ધાર્થ જે સ્થળે તપશ્ચર્યા કરતો હતો ત્યાં થઇને કેટલાક રબારીઓ નિત્ય પોતાનાં જનાવરો ચરાવવા લઇ જતા હતા. સિદ્ધાર્થને ત્યાં સતત્ તપશ્ચર્યા કરતો જોઈ તેમના મનમાં તેના પર પૂજ્યબુદ્ધિ ઉત્પન્ન થઈ હતી. જેને તેઓ રોજ તપમગ્ન જોતા હતા તેને આજે મૂર્છિત અવસ્થામાં પૃથ્વી પર પડેલો જોઇ રબારીઓને સિદ્ધાર્થ પર દયા ઉત્પન્ન થઈ. તેના શરીર પર તડકો ન પડે તે માટે તેમણે ઉતાવળે કેટલાંક વૃક્ષની શાખાઓ તોડી શરીર પર ઢાંકી છાંયડો કર્યો. એક રબારીએ પોતાની ગાયનું દુધ કાઢ્યું અને ઉંચે હાથે એક એક ટીપું તેના મુખમાં રેડવા માંડ્યું. રબારીએ વિચાર્યું કે: "આપણા જેવા નીચ મનુષ્યોએ ઋષિના પવિત્ર શરીરે સ્પર્શ કરવો ઉચિત

નથી." તેઓ દૂર બેસી સિદ્ધાર્થને દુધ પાતા હતા. તેના શરીર પર છાંયા થઈ અને પેટમાં થોડું દુધ ગયું એટલે સિદ્ધાર્થની મૂર્છા ધીમે ધીમે ભંગ થઇ. તેના શરીરમાં ચૈતન્ય આવ્યું. તે નેત્રો ઉઘાડી રબારીઓ સામું જોવા લાગ્યો. ક્ષુધાથી જીવ મુઝાતો હોવાથી તેણે દુધનું વાસણ પોતાને મોઢે લગાડવા રબારીઓને ઇશારત કરી. રબારી સમજ્યો કેઃ અને પણ તેના જેવો ઉચ્ચ કુલનો સમજી તે દુધ પાવાનું કહે છે. પરંતુ સત્ય હકિગત મ્હારે તેમને કહેવી જોઈએ. એવો વિચાર કરી તે બોલ્યોઃ

"મહારાજ! તમે મ્હોટા તપસ્વી છો. હું એક નીચ જાતિનો રબારી છું. તમને સ્પર્શ કેમ કરી શકું?"

સિધ્ધાર્થ સાદરપૂર્વક ક્ષીણ સ્વરે બોલ્યોઃ

"વત્સ! વંશભેદ કે જાતિભેદના નરકમૂલક અભિમાનનો નાશ કરી સર્વ મનુષ્ય પ્રાણીમાં સહોદર જેવો બંધુભાવ ઉત્પન્ન કરવાની કોઇમાં શકિત હોય તો તે માત્ર "દયા"જ છે. ત્હારા હૃદયમંદિરમાં તે પવિત્ર "દયા દેવી" બિરાજતી હોવાથી તું અતિશ્રેષ્ટ જ છે. જેનું અંતઃકરણ વિશાળ છે તે જ ખરો ઉચ્ચ અને જેનું અંતઃકરણ ક્ષુદ્ર સંકુચિત છે તે જ ખરો નીચ અને તે જ ખરો શૂદ્ર છે! કેવળ જાતિ અભિમાનને લીધે મોટાને શ્રેષ્ઠ કહેવાનો કોઇ મનુષ્યને અધિકાર નથી. સૃષ્ટિકર્તા ઇશ્વરે કોઈ પણ મનુષ્યને કોઈ વિશેષ જાતિનો હોવાનું ચિહ્ન આપ્યું નથી. બ્રાહ્મણોને ચાર હાથ અને શૂદ્રને ત્રણ હાથ આપી કોઈ પ્રકારનો ભેદભાવ દર્શાવ્યો નથી. શ્રેષ્ઠ મનુષ્ય જાતિનું રકત લાલ અને નીચ જાતિનું રકત કાળું હોય એવું કયાંય જોવામાં આવતું નથી. અર્થાત્ જેના હૃદયમાં દયાશીલતા છે તે જ પ્રાણિને ધન્ય છે! તે જ શ્રેષ્ઠ છે અને જેના હૃદયમાં દયાનું નામનિશાન નથી તે મનુષ્ય નીચ અને શૂદ્ર જ છે. સર્વ મનુષ્યના નેત્રમાંથી

વહન થતા અશ્રુજળનો રંગ એક પ્રકારનો હોય છે. કોઇનાં અશ્રુજળનો રંગ લાલ કે કોઇનો કાળો હોય એવું કદી જોવામાં આવ્યું નથી. માતૃગર્ભમાંથી ત્રિપુંડ્ર કિંવા યજ્ઞોપવિત ધારણ કરીને કોઇ મનુષ્ય જગત્‌માં જન્મ લેતુ નથી. જગત્‌માં જન્મ ધારણ કરતી વખતે સર્વ મનુષ્યો એક જ જાતિનાં હોય છે. પરંતુ તે વયવૃદ્ધિ સાથે પોતાના કર્તવ્ય કર્મથી બ્રાહ્મણ અથવા શુદ્ર થઇ શકે છે. ન્યાયકર્મ કરનારને બ્રાહ્મણ અને અન્યાય કર્મ કરનારને શુદ્ર કહેવામાં આવે છે. માટે જ વત્સ! ત્હારામાં વિશેષ દયા હોવાથી તું શ્રેષ્ઠ જ છે. કંઈ પણ શંકા કર્યા વગર મ્હને દુધ પીવડાવ."

એ સાંભળી રબારીએ દુધનું પાત્ર લંઇ સિદ્ધાર્થના મુખે ધર્યું. સર્વ દુધ તે પી ગયો. પુષ્કળ દુધ તેના પેટમાં જવાથી તેના શરીરમાં ઠીક ચૈતન્ય આવ્યું. તે આસન ઉપર બેસી પુનઃ પોતાના ધ્યેયનો વિચાર કરવા લાગ્યો. સિદ્ધાર્થને હોંશિયાર થયેલો જોઇ રબારીઓ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

તે દિવસે સિદ્ધાર્થના વિચારમાં વિશેષ ફેરફાર થયો. રાત્રે તેણે નિદ્રા લેવાનું વિચાર્યું. નિદ્રાવસ્થામાં તેણે એક સ્વપ્ન જોયું. તેમાં એક વિશાળ ઇન્દ્રમંદિર જોવામાં આવ્યું. મંદિરમાં પ્રવેશ કરવા માટે કેટલીક સ્ત્રીઓ તેની નજીક થઇને જઇ રહી છે. તે સ્ત્રીઓ હાથમાં વાજીંત્રો વગાડતી અને સંગીત ગાતી પસાર થાય છે. તેમાંની એક સ્ત્રીએ સિદ્ધાર્થની છેક નજીક આવી એક ત્રણ તારનું વાજીંત્ર તેના સ્હામુ વગાડવા માંડ્યું. તે વાદ્યનો પ્રથમ તાર એટલો ઉંચે બાંધેલો હતો કે જેથી તેનો ધ્વનિ કંઇક કર્કશ નિકળતો હતો. મધ્યનો તાર વચમાં જ બાંધેલો હોવાથી તેનો સ્વર ઘણો મધુર સંભળાતો હતો. તાર એટલો બધો ઢીલો બાંધેલો હતો કે તેનો સ્વર સંભળાતો ન હતો. આ પ્રમાણે ત્રણ તાર વગાડી સંભળાવ્યા પછી તે સ્ત્રીએ

ક્યાંય અદૃષ્ય થઇ ગઇ, મંદિર પણ અદૃષ્ય થઇ ગયું અને સિદ્ધાર્થ નિદ્રામાંથી જાગૃત થયો.

જાગૃત થયા પછી સિદ્ધાર્થે સ્વપ્નમાં જે કાંઇ જોયું તેના પર વિચાર કરવા લાગ્યો. પુષ્કળ વિચાર કર્યા પછી તેણે પોતાના મન સાથે જ કહ્યું:

" કોઇ કોઇ વખત અતિ ક્ષુદ્ર મનુષ્યને ગુરૂ કરવાની આવશ્યક્તા હોય છે. અરે ! એક ગાંડા મનુષ્યદ્વારા પણ મનુષ્યને કેટલોક ઉપદેશ મળે છે. સ્વપ્નમાં જોયલી સ્ત્રીઓ કદાચ નર્તકી હશે પરંતુ તેમણે મ્હને ત્રણ તારનું વાદ્ય વગાડી મેળવાવ્યું તેથી હું તેને પૂજ્ય દેવીજ માનું છું. વાદ્યના ત્રણ તારનો અર્થ તપશ્ચર્યાની ત્રણ અવસ્થા સૂચવે છે. કાંઇ પણ આહાર કર્યા સિવાય શરીરને કષ્ટ આપી જે તપ કરવામાં આવે છે તે ઉચ્ચ કર્કશ તારના જેવું સમજવું. શરીરના સુખને માટે જ પ્રકૃતિ દેવીએ અન્નફળ વગેરે ઉત્પન્ન કર્યું છે. એમ સમજી આહારવિહાર કરી મોજ કરવી એ માર્ગ છેવટના ઢીલા બેસૂર તાર જેવો સમજવો અને પ્રાણને શક્તિ મળે તે માટે ફક્ત આવશ્યક હોય તેટલો જ આહાર કરવો અને ચિત્તવૃત્તિ સત્ય ધર્મમાં લીન કરી દેવી એ માર્ગ મધ્યના મધુર સ્વરથી સમજાય છે. મ્હેં એ મધ્ય માર્ગ સ્વિકાર્યો છે. કોઇ પણ ઉત્તમ અથવા કનિષ્ટ કાર્યની સિદ્ધિને માટે પ્રાણ ધારણ કરવાની આવશ્યક્તા છે. પેલા રબારીએ જો મ્હને દુધ પાયું ન હોત તો હું અવશ્ય કાળના મુખમાં જઇ પડયો હોત. મ્હારૂં સત્ય શોધનનું કાર્ય અપૂર્ણ રહી જાત. આજથી પ્રાણને શકિત મળે તેટલું અન્ન ગ્રહણ કરવું એજ મ્હારો નિશ્ચય."

સિદ્ધાર્થે સ્વપ્નનો અર્થ સમજી તે દિવસથી અરણ્યમાંથી મળી આવતાં ફળ-પુષ્પ વગેરેનો આહાર કરવાનું શરૂ કર્યું. તેના તપશ્ચર્યા સ્થાનથી થોડે વેગળે એક ન્હાનુ ગામડું હતું તેનું નામ "સેનાની." એ ગામ અદ્યાપિ પર્યંત હયાત સંભળાય છે. તે ગામમાં

એક દુધ વેચનાર શ્રીમંત અને સદાચારી ગૃહસ્થ હતો. તેની સ્ત્રીનું નામ સુજાતા. તે અતિશય દયાળુ અને પતિની એકનિષ્ઠાથી સેવા કરનાર પતિવ્રતા સ્ત્રી હતી. ઈશ્વરકૃપાથી તેને ઘેર સર્વ પ્રકારનાં સુખ વૈભવ હતાં, પરંતુ તેને સંતાન નહિ હોવાથી સંસારનાં સર્વ સુખ તે વ્યર્થ સમજતી હતી. પુત્ર પ્રાપ્તિની ઇચ્છાથી તે એક શિવમંદિરમાં નિત્ય શિવલિંગની પૂજા કરતી હતી. તેણે એક દિવસ શંકરની કૃપાભિક્ષા માગતાં બાધા રાખી કે: "જો મ્હને પુત્ર પ્રાપ્તિ થશે તો હું વનદેવતાને સુવર્ણ પાત્રમાં ક્ષીર ભોજનનું નૈવેદ્ય કરીશ." આ પ્રમાણે બાધા રાખ્યા પછી તેની મનકામના સત્વર પૂર્ણ થઇ. તેણે એક સુંદર પુત્રને જન્મ આપ્યો. શંકર ભગવાને મનકામના પૂર્ણ કરી તેથી હવે વનદેવતાને ક્ષીરાન્ન અર્પણ કરવાના વિચારથી તે દાસદાસી સહિત પોતાના બેએક મહિનાના બાળકને લઇ એક દિવસ અરણ્યમાં ગઈ. અરણ્યમાં એક વૃક્ષ નીચે કચરો કાઢી સાફ કરી ત્યાં ક્ષીરપાત્ર મૂકવાથી વનદેવતા આવી ભોજન કરી જશે એવું સુજાતા સમજતી હતી. તેથી તે અને તેની દાસીઓ અરણ્યમાં કોઈ એક સ્વચ્છ જગ્યા શોધતાં જ્યાં સિદ્ધાર્થ બેઠો હતો તે વૃક્ષ નજીક આવી પહોંચ્યાં.

સિદ્ધાર્થને જોઇ સુજાતાની દાસીએ કહ્યું:

"પેલી દેવમૂર્તિનાં દર્શન કરો. તેની અપૂર્વ મુખકાન્તિ જોઇ મ્હને એમ જ લાગે છે કે તમારૂં ક્ષીરાન્ન નૈવેદ્ય સ્વીકારવા માટે જ સાક્ષાત્ વનદેવ અહીં બિરાજ્યા છે."

થયાં તે મ્હારૂં અહોભાગ્ય સમજું છું. ભગવન્! તમારી બાધા રાખી છે તે પ્રમાણે સર્વ પૂજન સામગ્રી હાજર છે. ગ્રહણ કરવાની કૃપા કરો. શંકરની બાધા રાખી હતી તે પ્રમાણે દુધની ક્ષીર સુવર્ણ પાત્રમાં અર્પણ કરી છે. ગ્રહણ કરો અને મ્હારા પુત્રને આશિષ આપો.”

સુજાતાએ ક્ષીર સહિત સુવર્ણ પાત્ર સિદ્ધાર્થના હાથમાં મુકયું. તેને પણ સખ્ત ક્ષુધા લાગી હતી તેથી ક્ષીરના ભોજનથી તેને ઘણો આનંદ થયો. પતિવ્રતા સ્ત્રીના પવિત્ર અન્નાહારથી સિદ્ધાર્થનો નિસ્તેજ ચ્હેરો કંઇક સતેજ દેખાવા લાગ્યો. તેના શરીરમાં થોડી શક્તિ પણ ઉત્પન્ન થઇ. અત્યાર સુધી સિદ્ધાર્થે નેત્ર ઉઘાડી સુજાતા સ્હામું જોયું ન હતું પરંતુ પોતાના પર ઉપકાર કરનાર અન્નદાતાનાં દર્શન કરવાની તેને ઇચ્છા થઇ. તેણે જોયું કે એક સ્વધર્મનિષ્ઠ પવિત્ર સુખકાંતિવાળી સ્ત્રી પૂજન સામગ્રી સહિત ત્હેના સ્હામી ઉભી છે. કેડમાં એક ન્હાનુ બાળક છે. તેની પાસે એક દાસી ઉભી છે. આવા અરણ્યમાં પોતાની ક્ષુધા શાંત કરનાર જનની સ્વરૂપિણી સુજાતા પ્રત્યે કૃતજ્ઞ બુદ્ધિથી તે જોવા લાગ્યો તેથી ભક્તિવાન્ સુજાતાને પોતાનું જીવન ધન્ય જણાયું. તેના નિષ્કપટી હૃદયમાંથી ઉદ્‌ગાર નિકળ્યા:

“ભગવન્! તમે જ વનદેવતા છો કે?”

સિદ્ધાર્થે પ્રશ્નનો ઉત્તર નહિ દેતાં કહ્યું:

“આર્યા! મ્હારે માટે તમે શું લાવ્યાં છો?”

સુજાતાએ કહ્યું:

“મહારાજ! મ્હેં શંકર ભગવાનની બાધા રાખી હતી કે મ્હારે ત્યાં પુત્ર જન્મ થશે તો હું વનદેવતાને ક્ષીરાન્ન ભોજન અર્પણ કરીશ. શંકર ભગવાને પ્રસન્ન થઈ મ્હારી મનકામના પૂર્ણ કરી તેથી મ્હેં તમને ક્ષીરાન્ન ભોજન અર્પણ કર્યું છે.”

સિદ્ધાર્થે ન્હાના બાળકના મસ્તક ઉપર હાથ મુકી કહ્યું:

"તમારૂં બાળક દિર્ઘાયુષ્યમાન્ થાઓ. તમારૂં આયુષ્ય આનંદમાં વ્યતીત થાઓ. માતે! હું કાંઈ વનદેવતા નથી. તમારા જેવો જ હું એક મનુષ્ય છું. તમે અન્નદાન દઈ મ્હારૂં રક્ષણ કર્યું છે, તેથી તમેજ મ્હારાં પૂજનીય છો. હું રાજપુત્ર હતો. આજે સન્યાસી બની વૃક્ષમૂળ નીચે સત્ય શોધવા બેઠો છું. ઘર ત્યાગ કર્યાને છ વર્ષ વિત્યાં છે, પરંતુ જગત્‌માંથી અજ્ઞાન-અંધકારનો નાશ કરવા માટે જ્ઞાનદીપક હજી મ્હને મળ્યો નથી. કેટલાક દિવસ પર્યંત અન્ન વિના કેવળ ઉપવાસ કરવાથી હું મરણતોલ થઇ ગયો હતો. તે સ્થીતિમાં તમે મ્હને ક્ષીર ભોજન આપી મ્હારૂં સરક્ષણ કર્યું છે જે સત્યની પ્રાપ્તિ માટે હું નિરાશ થયો હતો તે મેળવવા માટે તમે મ્હને પ્રાણદાન કર્યું છે. માતા! તમારાં લક્ષણ જોતાં જણાય છે કે તમે કોઇ શ્રીમંત સુખી મનુષ્ય છો. તમારા મુખ પર શાંતિ અને સંતોષ જણાય છે તે તમને શી રીતે પ્રાપ્ત થયાં તે મ્હને કહેશો તો મહદ્ ઉપકાર થશે."

સુજતાએ નમ્રતાપૂર્વક કહ્યું:

"મહારાજ! હું અજ્ઞાન તમને શું કહું? આકાશમાંથી વૃષ્ટિનાં બે ચાર જળબિંદુ પડતાં જ જેમ મલ્લિકાનાં પુષ્પ જળપૂર્ણ થાય છે તે જ પ્રમાણે મ્હારા પતિદેવ પ્રેમપૂર્ણ દષ્ટિએ મ્હારા સ્હામુ જૂવે છે ત્યારે હું મ્હારા જીવનને ધન્ય માનું છું. હું આનંદ ઉલ્લાસમાં દિવસો નિર્ગમન કરૂં છું. આ ન્હાના બાળકની એક હાસ્ય લહરી જોતાં જ મ્હને મહદ્ આનંદ ઉપજે છે. પતિ એ જ સ્ત્રીનો દેવ છે. તેના ઉપર જે સ્ત્રી, પ્રેમ, શ્રદ્ધા અને પૂજ્ય બુદ્ધિ રાખે છે તેને શાંતિ સુખ અવશ્ય મળે છે. ઘરનું અથવા બહારનું કોઈ પણ કાર્ય કરતી વખતે પતિ દેવના કલ્યાણ માટે મનોભાવના કરવી જોઈએ તે હું કદી વિસરતી નથી. પ્રાત કાળમાં જાગૃત થતાં જ પતિનું મુખદર્શન કર્યા પછી જ

હું ગૃહકાર્ય શરૂ કરૂં છું. રાત્રિએ નિદ્રાવશ થતા પહેલાં પતિની ચરણસેવા કર્યો સિવાય હું શયન કરતી નથી, અને મહારાજ! હું સત્ય કહું છું કે તે વખતે જે આનંદ થાય છે તેના સન્મુખ બ્રહ્માનંદ પણ મ્હને તુચ્છ જણાય છે. એ સમયે મ્હને એવા જ વિચાર થાય છે કે: પ્રભો! આવી આનંદની સ્થીતિમાં મ્હને મરણ-શરણ કરશો તો સ્વર્ગનું અક્ષય સુખ મળશે. હું એવા વિચાર કરતી હોવાથી મ્હને ભય થતો નથી. કોઈ પ્રકારની ચિંતા થતી નથી. મ્હને સર્વત્ર આનંદ જ આનંદ જણાય છે, જ્યારે કોઈ દીન દુઃખી મ્હારી દષ્ટિએ જણાય છે ત્યારે હું અંતઃકરણપૂર્વક પરમેશ્વરની પ્રાર્થના કરૂં છું કે "ભગવાન્! આ સર્વને મ્હારા જેવા સુખી કરો." થવાનું હોય તે થાય પરંતુ કર્તવ્યનિષ્ઠા ત્યાગ કરવી એ મ્હારો ધર્મ નથી. બસ, એટલું જ સમજું છું."

સુજાતાનો ઉત્તર સાંભળી સિદ્ધાર્થને પોતાનો માર્ગ સ્પષ્ટ જણાયો. સુજાતાની શ્રદ્ધા જોઈ તેને આશ્ચર્ય સાથે પરમ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થઈ. તેણે કહ્યું

"હે માતૃસ્વરૂપિણી! જેને હું જ્ઞાની સમજું છું તેના કરતાં તમારી યોગ્યતા અધિક છે. તમે કેવળ શ્રદ્ધાપૂર્વક તમારૂં કર્તવ્ય સંપાદન કરો છો. એ તમારી નીતિને ધન્ય છે! હું સમજું છું તે પ્રમાણે જ તમારામાં સંતોષવૃત્તિ ઉત્પન્ન થઇ હશે. તમે મ્હારૂં પૂજન કરવા આવ્યા છો પરંતુ મ્હારામાં તે યોગ્યતા નથી."

"મ્હને તો તમારૂં પૂજન કરવા જેટલી તમારી પાત્રતા જણાય છે. તમારા શબ્દો સાંભળી મ્હને તેમાથી કંઇક નવીન બોધ મળ્યો છે. જો હું શ્રદ્ધાવાન્ થઈ પ્રયત્ન કરીશ તો જે સત્યના શોધ માટે હું પ્રયત્ન કરૂં છું તે મેળવવાની મ્હને સંપૂર્ણ આશા છે. એ નવીન માર્ગ મ્હને તમારી કૃપાથી જણાયો છે. તમારો જેટલો ઉપ-

કાર માનું તેટલો ઓછો છે. પતિ પુત્ર સહિત તમારૂં આયુષ્ય સુખ-શાંતિમાં વ્યતીત થાઓ એ જ મ્હારો આશિર્વાદ છે."

સુજાતા બે હાથ વડે નમન કરી શાંત ચિત્તે સાંભળતી હતી. તેણે વારંવાર નમન કર્યું અને બાળક પુત્ર તથા દાસદાસીઓ સહિત સ્વગૃહે ગમન કર્યું.

સુજાતાના ગયા પછી સિદ્ધાર્થે તે સ્થાન છોડી ત્યાંથી અધિક વેગળે અતિશય ઘનઘોર અરણ્યની ઝાડીના મધ્ય ભાગમાં આસન જમાવ્યું. ત્યાં એક વિશાળ વડનું ઝાડ હતું. તેની આસપાસ અલૌકિક સૃષ્ટિ સૌંદર્ય ખીલી રહ્યું હતું. સિદ્ધાર્થે તપશ્ચર્યા માટે તે જ સ્થાન પસંદ કર્યું. તેણે પદ્માસનવાળી તપશ્ચર્યા શરૂ કરી. નેત્ર બંધ કરતાં પહેલાં એક વખત સૃષ્ટિ ઉપર દૃષ્ટિ ફેરવી બોલ્યોઃ

"અહા! કેવી શ્રદ્ધાપૂર્ણ સ્ત્રી! શ્રદ્ધા એ જ સર્વત્ર વિજય અપાવે છે. હું આટલા દિવસથી પ્રયત્ન કરૂં છું પરંતુ મ્હારામાં પૂર્ણ દૃઢ શ્રદ્ધા ન હોવાથી મ્હને યશ પ્રાપ્ત થયો નહિ. હવે આજે હું એવી પ્રતિજ્ઞા કરૂં છું કેઃ શરીર શુષ્ક થઇ જાય, અસ્થિ, ચર્મ, માંસ નાશ પામે, આસુરી અથવા દૈવી ગમે તેવી આપત્તિ આવે, પંચમહાભૂત મ્હને ગમે તેટલો ત્રાસ આપે, ગમે તેમ થાઓ પણ બુદ્ધત્વ પ્રાપ્ત થયા સિવાય હું આ આસનથી મુક્ત થવાનો નથી"

દૃઢ પ્રતિજ્ઞા કરીને સિદ્ધાર્થ વડવૃક્ષ નીચે ધ્યાનસ્થ થયો. કેટલાક દિવસ પર્યંત સૃષ્ટિ નિર્મિત નૈસર્ગિક વિઘ્નોએ તેના તપમાં ભંગ કરવા પ્રયત્ન કર્યો. રાત્રિને સમયે સિંહ વ્યાઘ્ર આદિ ક્રૂર પશુઓ તેની નજીક આવી મ્હોટી ભયંકર ગર્જના કરતા. ટાઢના સખ્ત સપાટાથી તેનું શરીર ઠંડું બરફ જેવું થઇ જતું. દિવસે મધ્યાન્હનો સૂર્ય સિદ્ધાર્થના શરીર ઉપર ભયંકર અગ્નિકિરણ શલાકાનો વર્ષાદ વર્ષા-

વતો હતો! કોઇ કોઈ વખત મુસળધાર વૃષ્ટિ થતાં અરણ્યના સર્વ પ્રાણી ભયભીત થઇ જતાં! એ ગમે તેમ થતું પણ પોતાના આસન પરથી ચલિત નહિં થવાનો સિદ્ધાર્થનો દૃઢ નિશ્ચય હતો.

કેટલીક વખત તો સિદ્ધાર્થ પોતાના ધ્યાનમાં એટલો બધો નિમગ્ન થઇ જતો કે. બહારના સૃષ્ટિ વ્યાપાર તેને આસનભ્રષ્ટ કરવા ચાહે છે તેની તેને ખબર પણ પડતી નહિં સૃષ્ટિના વ્યાપાર કરતાં મનનો વ્યાપાર પ્રબળ અને ધૂર્ત હોય છે. સૃષ્ટિનાં સર્વ તત્ત્વનો પરાજય કરવો કઠિન છે તેના કરતાં મનના વ્યાપારને જીતવો અને મન પર સત્તા ચલાવવી અતિશય કઠિન છે. એ મનોવ્યાપાર એટલે તપોભંગ કરનાર ભયંકર રાક્ષસ જ છે અથવા એને ઇન્દ્રલોકની સુંદર અપ્સરા કહીએ તો ચાલે એમ છે. મનની ગતિનો વહન થતો વેગ એટલો અને પ્રબળ હોય છે કે તેને માટે જેટલો વિચાર કરીએ તેટલો ઓછો! મનના જૂદા જૂદા વિકાર કોઇ વખત એટલા બધા પ્રબળ થઇ ઉઠે છે કે જાણે તે પ્રત્યક્ષ આપણા રહામું ઉભા રહી આપણી સાથે વાર્તાલાપ જ કરી રહ્યા હોય એમ જણાય છે. ઘણા દિવસ તપશ્ચર્યા કર્યા પછી સિદ્ધાર્થની સ્થીતિ પણ એવી જ થઇ. આત્મબોધ નામક એક મનોવિચાર તેના હૃદયમાં ઉત્પન્ન થયો. તેના અંતર આત્માએ તેને કહ્યું:

“સિદ્ધાર્થ! ત્હારા તપનું ફળ તને મળ્યું હોય એમ જણાય છે. ત્હને નિશ્ચય બુદ્ધત્વ પ્રાપ્ત થયુ છે. ઉઠ, હવે અધિક તપશ્ચર્યા કરવાની આવશ્યકતા નથી. ત્હને પ્રાપ્ત થયેલી દેવત્વ સ્થીતિ દ્વારા તું હવે સત્ય આનંદનો અનુભવ કર.”

એ શબ્દો વાયુ લહરી ઉપરથી જરા દૂર ગયા નહિં એટલામાં સિદ્ધાર્થના હૃદયમાં ભરાઇ બેઠેલી શંકા–ડાકિણીએ ઉચ્ચાર કર્યો.

“સિદ્ધાર્થ! વત્સ! એ સર્વ મિથ્યા છે. તું કેવળ ત્હારી

અજ્ઞાનતા પર શ્રદ્ધા રાખીને તપશ્ચર્યા કરવામાં આયુષ્ય નિરર્થક ગુમાવી રહ્યો છે. ત્હેં જે જ્ઞાનદીપક શોધવાનો વિચાર કર્યો છે તે જ્ઞાનદીપકનું અસ્તિત્વ જ નથી પછી તે તને શી રીતે પ્રાપ્ત થશે! અરણ્યમાં બેસી અનંત વર્ષ તું નકામાં ગુમાવશે તેથી ત્હને કાંઇ લાભ થનાર નથી, તેમજ તું જનસમાજને પણ કાંઇ ઉપયોગી થઇ શકશે નહિ. વત્સ! કાળચક્રની ગતિ રોકવાનું ગાંડપણ છોડી દે અને તું સમજે છે તે જ ધર્મ માર્ગે જનહિત સાધન કર."

શંકાદેવીના શબ્દ સંપૂર્ણ થતાં ન થતાં સિદ્ધાર્થ સ્હામું એક ભયાનક આકૃતિ ઉપસ્થિત થઇ. તેણે કહ્યું:

"પાગલ સિદ્ધાર્થ! ભારતવર્ષનો પ્રચલિત ધર્મ નષ્ટ કરી નવીન ધર્મ સંબંધી ત્હારૂં સાહસ કેટલું ભયંકર છે તેની ત્હને કાંઇ કલ્પના છે? શાસ્ત્રની આજ્ઞા નિર્મૂળ કરવાની ત્હારામાં શક્તિ નથી. અનેક ભ્રમણાસૂચક વિચારોમાં ત્હારૂં આયુષ્ય ગુમાવવું ઉચિત નથી. જા, પિતા પાસે જઇ રાજ્યની લગામ હાથમાં લે! રાજ્યનો કાર્યભાર સંભાળ!"

સિદ્ધાર્થ સમજ્યો કેઃ મનોવિકારનું પ્રાબલ્ય વૃદ્ધિ પામતું જાય છે. પ્રથમ તેના ઉપર જ વિજય મેળવવો જોઇએ. તેણે પ્રથમ પોતાના મનને જ વશ કરવાનો અને પોતાના ધ્યેય સિવાય મનમાં બીજો કોઈ પણ વિચાર પ્રવેશ ન કરે તેવો બંદોબસ્ત કર્યો. તેણે મનને કહ્યું કેઃ "ખબરદાર! હવે ત્હારે ત્હારા ધ્યેય સિવાય બીજા કોઇ પણ વિચાર રૂપી વિકારને ત્હારી પાસે આવવા દેવા નહિ." તેણે પોતાના મનના બીજા વિચારોને દબાવી દીધા અને સત્યના શોધ માટે મનને આત્માના સમિપ તાદશ્ય કર્યું. મન એકાગ્ર થયું. શાંત થયું. આત્માની સત્તા જાગૃત થઇ. દશ ઇન્દ્રિય રૂપી સરિતાનો પ્રવાહ આત્મારૂપી સમુદ્રમાં મળી ગયો. સિદ્ધાર્થ આત્મસ્વરૂપ બની ગયો.

તેને પોતાના ધ્યેયનો માર્ગ ધીમે ધીમે દૃષ્ટિગોચર થવા લાગ્યો. તેને ધ્યાનાવસ્થા સાધ્ય થયા પછી સખ્ત ઠંડી, પ્રચણ્ડ સૂર્ય તાપ, મુશળધાર વૃષ્ટિ, સિંહ વ્યાઘ્રની ગર્જના, મેઘના કડાકા એટલું જ નહિં પણ તેની નજીક થતા વજ્રપાત સુદ્ધાં તેના જોવામાં આવતા નહિ. એક ઊંડી અંધકારમય ગુફામાંથી નિકળી ઝગઝગ થતા પ્રકાશિત માર્ગ તરફ તે વિચરતો હોય એવું તેને જણાયું તેની ધ્યાનાવસ્થા જેમ જેમ વૃદ્ધિ પામવા લાગી તેમ તેમ તેને પોતાનો ધ્યેયમાર્ગ સ્પષ્ટ જણાવા લાગ્યો.

અંતે ધ્યાનવસ્થામાં તેને સમ્યક્ સંબુદ્ધિ પ્રાપ્ત થઈ. સત્યતત્ત્વ તેને સ્પષ્ટ જણાવા લાગ્યું. સામાન્ય માનવીની દૃષ્ટિએ આપણે જ્યાં સુધી જોઇ શકીએ તે સીમા ઉલ્લંઘન કરી તેની પેલી પારના સત્પ્રદેશની અનેક વસ્તુઓ સિદ્ધાર્થના જોવામાં આવી. તે જે જ્ઞાનદીપક મેળવવા માટે પ્રયત્ન કરતો હતો તે તેને આ સ્થળે પ્રાપ્ત થયો. જ્ઞાનદીપકની પ્રાપ્તિ થતાં સૃષ્ટિમાં સામાન્ય રીતે ન જણાય એવાં અનેક ગૂઢ તત્ત્વ તેને સ્પષ્ટ જણાવા લાગ્યાં. તેણે એ જ્ઞાનપ્રકાશ, આત્મપ્રકાશમાં જોયું કે: પ્રત્યેક પ્રાણીમાત્રને કર્મના ફળ ભોગવવામાં–જૂદી જૂદી અવસ્થામાં–પૂર્વ કર્મ એ જ કારણ છે. કર્મનાં ફળ ભોગવવા માટે વિશ્વમાં પ્રાણી જ નહિં પણ પ્રત્યેક જડ ચેતન વસ્તુ નિર્માણ થયેલી છે. આકાશના ચંદ્ર સૂર્ય જેવા મહાન્ ગોલકથી તે પૃથ્વી પરના ક્ષુદ્ર અણુરેણુ પર્યંત સર્વ પદાર્થ પ્રારબ્ધ કર્મબદ્ધ છે તેને આધારે જ તેઓ પોતપોતાનાં કર્મ કરે છે. એ કર્મપ્રવૃત્તિ સ્વયં સિદ્ધ નથી. તે એક મહાશક્તિની આજ્ઞા વડે સર્વ જીવાત્માઓ પોતપોતાનાં કર્મ કર્યાં જાય છે. તે મહાશક્તિ–તેજ અંતરમાં સંતાઇ રહેલી આત્મશક્તિ સિદ્ધાર્થને સ્પષ્ટ જોવામાં આવી. તેણે તે શક્તિને ઓળખી! તેણે કહ્યું કે જે મહાશક્તિ છે તે એ જ સત્સત્વ, એ જ પ્રાપ્તવ્ય, એ જ ધ્યેયસિદ્ધિ! એ જ આત્મશક્તિ! એ જ આત્મદર્શન!

આત્મપ્રાપ્તિ સાધ્ય થયા પછી સિદ્ધાર્થને અન્ય અનેક ચમત્કાર જણાવા લાગ્યા. કર્મનો મુખ્ય ઉદ્દેશ્ય તે મહાતત્ત્વમાં વિલિન થઇ જવો જોઇએ એવું તેને સ્પષ્ટ સમજાયું. એ તત્ત્વમાં વિલિન થઇ ગયા પછી એટલે કર્મનો નાશ થયા પછી મનુષ્યનો જન્મમૃત્યુનો ફેરો નથી એ પણ સમજાયું. સર્વને આત્મવત્ સમાન દૃષ્ટિએ જોવાથી કર્મબંધનનું અસ્તિત્વ જ નથી, ત્યાં પછી મનુષ્યને મૃત્યુ નથી, નામ નથી, ગામ નથી, જાતિ નથી, 'તેનુ દેહાભિમાન નષ્ટ થાય છે. સર્વત્ર આત્મા જ આત્માનાં દર્શન થાય છે! પ્રાણી માત્રમાં જે ચેતન, જે આત્મા વિદ્યમાન છે તેનું જ જેને જ્ઞાન થાય છે. તેને કર્મબંધન જેવું કાંઇ રહેતું જ નથી. તે આત્મતત્ત્વમય બની જાય' છે. એવું આત્મતત્ત્વ પ્રાપ્ત કરવું મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. એવી આત્મતન્મયતા, એવો આત્મસાક્ષાત્કાર પ્રાપ્ત ન થાય ત્યાં સુધી મનુષ્ય જન્મમૃત્યુનાં બંધનોથી મુક્ત થતો નથી મૃત્યુ એટલે આત્મતત્ત્વ પ્રત્યે વળેલા જીવને તત્ત્વ-નિસરણી પર એક એક પગથીઉં ઉપર ચઢાવનાર શક્તિ છે. આ પ્રમાણે જેને એક જન્મમાં આત્મતત્ત્વ પ્રાપ્ત થતું નથી, તેને તે અનેક જન્માન્તરે પ્રાપ્ત થાય છે. અંતઃસૃષ્ટિનો એ ચમત્કાર સિદ્ધાર્થે પ્રાપ્ત કરેલા જ્ઞાનદીપક વડે જોયો. તે પછી તેણે જ્ઞાનદીપકઆત્મશક્તિ સહિત બાહ્ય સૃષ્ટિ તરફ ગમન કર્યું.

આ સમયે પૂર્વ આકાશ રક્તવર્ણું થયું હતું. ક્ષિતિજના પડમાંથી સૂર્ય નારાયણનાં કિરણો ઉચ્ચ પર્વત શિખર અને વૃક્ષ પલ્લવ ઉપર પડવાથી સૃષ્ટિસુંદરી અપૂર્વ અલૌકિક દેખાતી હતી. વૃક્ષપલ્લવો ઉપર રાત્રિદેવીએ ગાળેલાં અશ્રુ અત્યારે મોતી જેવાં ચળકતાં જણાતાં હતાં. કોકિલા પંચમ સ્વરે સુપ્રભાત સૂચક મંજુલ ધ્વનિ ઉચ્ચારતી હતી. મંદમંદ પવનની લહરો વડે વૃક્ષની શાખાઓ હાલતી ડોલતી હોવાથી જાણે પ્રકૃતિદેવી પ્રાત સૂર્યને અભિનંદન

આપતી હોય તેવું સુંદર જણાતું હતું. અનેક પક્ષીઓના મધુર કલરવ જાણે સૂર્યદેવના અભિવાદન માટે પ્રાતઃસંગીત કરી રહ્યાં હોય તેવું મનોહર જણાતું હતું! ધન્ય અરણ્યની પ્રકૃતિ-દેવી! ધન્ય ત્હારી પ્રાકૃતિક રચના!

આ સમયે જ સિદ્ધાર્થ ધ્યાનવિસર્જન થઇ સૃષ્ટિદેવીનાં દર્શન કરવા લાગ્યો. જાણે સૃષ્ટિદેવી પોતાનું દુઃખરૂપી આવરણ દૂર કરવા માટે કોઇ મહાપુરૂષની અતિ આતુરતાપૂર્વક રાહ જોઇ રહી હોય એવું તેને જણાયું. પોતાની વિશાળ દ્રષ્ટિ વડે સર્વ સૃષ્ટિ ઉપર એક દ્રષ્ટિપાત કરી સિદ્ધાર્થ બોલ્યો-

"હે વસુધરે! તમે જેને દુઃખનું આવરણ કહો છો તેનું નામ જ માયા છે. અમે જગતનાં માનવીઓ એ જ માયાથી ઘેરાયલાં હોવાથી સત્ય તત્ત્વનું આત્મસુખ અનુભવી શકતાં નથી. પરંતુ ઓ મનુષ્યો! એ માયા દૂર કરવાનો જ્ઞાનદીપક મ્હને મળ્યો છે. તમારા સર્વના કલ્યાણ માટે જ મ્હેં તે મેળવ્યો છે. તેના પ્રકાશથી માયાનો અંધકાર દૂર થઈ જશે અને તમને આત્મતત્ત્વનો માર્ગ સ્પષ્ટ જણાશે. તત્ત્વચિંતન એ જ મનુષ્યનો ધર્મ છે. તમે એ માર્ગે જશો તો તમારાં સર્વ દુઃખકષ્ટ નાશ પામશે, એટલુ જ નહિ પણ જન્મમરણનાં બંધનમાથી તમે મુક્ત થશો! આલોક પરલોકમાં કલ્યાણ થશે. જન્મમૃત્યથી મુક્ત થશો."

*                    *                    *

એટલું કહી સિદ્ધાર્થે અરણ્યમાથી બાહ્યસૃષ્ટિ તરફ પ્રયાણ કર્યું. આત્મતત્ત્વના પ્રચાર માટે તે જનસમાજમાં ભ્રમણ કરવા લાગ્યો. તેની અસાધારણ આત્મશક્તિના પ્રતાપથી અને દૈવી વાણીયુક્ત ઉપદેશામૃતથી જાદુગરના જાદુની પેઠે ચમત્કાર જોવામાં આવ્યો. તેનો ઉપદેશ સાંભળનાર મનુષ્યોનાં હૃદય પલટાવા લાગ્યાં! દુષ્ટ મનુષ્યોની

મનોવૃત્તિ એકદમ બદલાવા લાગી. ઘાતકી મનુષ્યોએ પોતાની તીક્ષ્ણ છુરિકાઓ વેગળે ફેંકી દીધી. ચોર લોકોએ લુંટી લીધેલી લક્ષ્મી જેની હતી તેને ઘેર જઇ પાછી આપવા લાગ્યા! વીર પુરૂષોએ પોતાનાં શસ્ત્ર મ્યાનમાં નાંખી યુદ્ધ બંધ કરી દીધાં! યજ્ઞમાં અપાતાં પશુબલિદાન તદ્દન બંધ થઇ ગયાં! યજ્ઞ માટે પશુવિક્રય કરનારા રબારી અને ભરવાડ લોકોને જ્ઞાન થવાથી તેમણે પશુવિક્રમ કાર્ય બંધ કરી પશુધનની વૃદ્ધિ કરવા તરફ લક્ષ્ય પરોવ્યું. સર્વ પ્રાણીમાત્ર સ્વતંત્રતાપૂર્વક પોતપોતાનો સૃષ્ટિક્રમ ચલાવવા લાગ્યાં! સર્વત્ર દયાનું સામ્રાજ્ય પ્રસરી રહ્યું. સર્વત્ર શાંતિદેવીનાં શીતળ કિરણ પ્રસરી રહ્યાં! સૃષ્ટિદેવી, પશુસમાજ, વનસ્પતિઓ વગેરે સર્વ શાંતિની મધુર છાયામાં આનંદકલ્લોલ કરવા લાગ્યાં.



## પ્રકરણ ૮ મું.

## યશોધરા.

करुणस्य मूर्तिरिव वा शरीरिणी विरह व्यथेव ।

સૂ ૃદ્દવીએ પ્રતિ વર્ષના નિયમ પ્રમાણે વાર્ષિક રાજ્યારોહણ સમારંભ મ્હોટા ઠાઠમાઠથી કરવાની તૈયારી શરૂ કરી હતી. તે ઉપરથી તે દિવસ વસંતઋતુના આરંભનો હોય એમ સહજે સમજી શકાતું હતું આમ્રવૃક્ષ ઉપર પ્રફુલિત મોરના ઝૂમખા અહો કેવા મનોહર[1] મોગરાની પુષ્પ વિકસિત વલ્લિકાઓ આમ્રવૃક્ષને ગાઢ આલિંગન દઈ રહી હતી. પ્રફુલ્લિત માધવી લતા તરફ જોતા જણાતું કે તેણે વૃક્ષના ગળામા જાણે લગ્ન-માળ આરોપી છે. એ સ્થીતિમાં વર-વધુને જોતાં સહેજ અનુમાન થતું કે નવીન આવનાર વિશ્વ લક્ષ્મીનું સ્વાગત કરવા માટે જ એ દમ્પત્તિઓ ઉભાં છે!

આવા રમ્ય દિવસોમાં રોહિણી નદીના કિનારા પર એક પાષાણ ખંડ પર બેસી રોહિણીનો ક્ષીણ દેહ વિશેષ ગંભીરતાપૂર્વક કોણ જોઈ રહ્યું છે! વસંત ઋતુસૂચક એ વિશ્વલક્ષ્મી તો ન હોય! ના, ના, તે નથી! એ સ્ત્રીએ તો તદ્દન શ્વેત વસ્ત્ર ધારણ કર્યાં છે. તેની મુખમુદ્રા અતિ ગંભીર અને ચિંતાતુર જણાય છે. તે એટલી સ્થિર બેઠી છે કે નદીના જળમાં જણાતું તેનું પ્રતિબિંબ જાણે કોઇ કુશળ કારિગરે જળ–ચિત્ર બનાવ્યું હોય તેમ જણાતું હતું! કોઈ કોઈ વખત તે જળ–ચિત્ર હાલતું જણાતું હતું પરંતુ તે પવનની લહર વડે નહિ પણ તે સ્ત્રીના નેત્રમાંથી ઝરતાં અશ્રુજળને લીધે! તેના લાંબા કાળા શિરોકેશ બરડા પર છુટા વિખરાયલા પડ્યા હતા. ઘણા દિવસથી તે વાળમાં તેલ નંખાયું ન હતું. ઘણા દિવસથી તે વાળ હોળાયા વગરના હતા તેથી તે શુષ્ક અને રૂક્ષ થઈ ગયા હતા. તેના શરીર પર અલંકારો ન હોવાથી ચિંતાને લીધે તેની સુંદર દેહલતિકા નિસ્તેજ અને કૃશ થઈ હતી. તે દુઃખનો એક ઉંડો નિઃશ્વાસ નાંખી બોલી:

"રોહિણી! ત્હારા વિયોગના દિવસનો હવે અંત આવ્યો છે. હવે સમુદ્રના દૂત મેઘ સત્વર આવવાના છે, તેથી તું સત્વર પતિને ભેટવા જશે. પરંતુ રોહિણી! હું તો જન્મથી જ વિયોગિની તે વિયોગિની જ રહીશ એમ જણાય છે!"

વાંચક! એ વિયોગિની કોણ? તો બીજી કોણ હોય વારૂ! સિદ્ધાર્થના વિલાસભવન નજીક રોહિણીના તટ પર અશ્રુપાત કરી રહી હતી, તેથી તે તેની અર્ધાંગના જ હોવી જોઈએ. હા, તે યશોધરા જ છે! તેની નજીકમાં જ કમળપુષ્પ જેવો એક સાત વર્ષનો બાળકપુત્ર રમ્યા કરે છે. બાળકની બાળલીલા કૌતુકપૂર્વક જોતી હોવાથી તેની માતા હોય એમ જણાય છે. સિદ્ધાર્થે વિલાસભવનનો ત્યાગ કર્યો તે સમયે તે પુત્ર માત્ર સાત દિવસનો જ હતો. યશોધરાએ તેનું

નામ રાહુલ પાડયું હતું. યશોધરા રોહિણીને કિનારે રાહુલ સહિત બેઠી હતી તે વખતે એક પરિચારિકા ઉતાવળે પગલે તેની પાસે આવી નમન કરી બોલી:

"રાણીજી! આજે એક અતિ આનંદદાયક સમાચાર સાંભળ્યા છે. આપણા કપિલવસ્તુ નગરમાં અનેક દેશ ભ્રમણ કરી બે વ્યાપારીઓ આવ્યા છે. તેઓ આપણા સિદ્ધાર્થનો મેળાપ થયાની હકિગત કહે છે. વ્યાપારીઓ ઘણા સજ્જન હોવાથી તેમની હકિગત સર્વને સત્ય જણાય છે. તેઓ હસ્તિનાપુરથી આપણા નગરમાં આવ્યા છે. તેઓ કહે છે કે: અમે સિદ્ધાર્થનાં દર્શન કર્યાં છે એટલું જ નહિં પણ તેમનું પૂજન કરી તેમના ચરણ ઉપર મસ્તક મુકી અમે પવિત્ર થયા છીએ. તેઓ કહે છે કે: સિદ્ધાર્થ હવે રાજપુત્ર નથી. તે જગત્ પૂજ્ય "બુદ્ધ" થયા છે. તેમનાં અમૃતમય ઉપદેશ વચનો સાંભળતાં જાણે તે મુક્તિદાનનું સત્ર જ ચલાવી રહ્યા છે!"

પરિચારિકાના મુખેથી સમાચાર સાંભળતાં જ યશોધરાને કલ્પનાતીત આનંદ થયો. શુષ્ક થયેલી સરિતા વર્ષા ઋતુમાં જેમ પ્રફુલ્લિત થાય છે તેજ પ્રમાણે યશોધરાનું ઉદ્વિગ્ન થયેલું મુખકમળ મધુર હાસ્ય કરતું પ્રથમના જેવુ સુંદર જણાવા લાગ્યું. તેનું હૃદય પ્રેમાવેગથી ભરાઇ આવ્યું. નેત્રમાંથી પ્રેમના અશ્રુ વહેવા લાગ્યાં!

તેણે પરિચારિકાને કહ્યું:

"હે જે સમાચાર કહ્યા તે જો સત્ય હશે તો હું હને સારૂં ઇનામ આપીશ. તું હમણાં જ નગરમાં જઈ તે બન્ને વેપારીઓને વિશ્રામભવનમાં તેડી લાવ. મ્હારે તેમને કેટલીક હકિગત પૂછવી છે. તેમના શબ્દામૃતનું પાન કરવાની મ્હને તૃષા લાગી છે. તું તેમને સત્વર તેડી લાવ."

યશોધરાની આજ્ઞા થતાં જ પરિચારિકા તુર્ત નગરમાં ગઈ અને થોડા સમયમાં જ વ્યાપારીઓ સહિત પુનઃ વિલાસભવનમાં આવી પહોંચી. યશોધરા તેની વાટ જોતી હતી. તેણે બન્ને વ્યાપારીઓનો સત્કાર કર્યો. તેમને બેસવાનાં આસનો આપ્યાં. તેણે વ્યાકુળ ચિત્તે પૂછ્યું:

"વિલાસભવન પાવન કરવાનો તમે પરિશ્રમ લીધો તેથી તમારો ઉપકાર માનું છું. મ્હારા પતિનાં તમને દર્શન થયાંની હકિગત મ્હેં સાંભળી છે. તેઓ હમણાં વિશ્વપૂજ્ય "બુદ્ધ" થયા છે અને તેમણે મુક્તિદાનનું સત્ર ચલાવ્યું છે એ શું સત્ય છે? તમે કાંઈપણ સંકોચ નહિ કરતાં સર્વ હકિગત મ્હને કહેશો તો મ્હારા ઉપર મ્હોટો ઉપકાર થશે. મ્હારા શોકગ્રસ્ત હૃદયને ઘણો સંતોષાનંદ થશે."

વ્યાપારીઓમાંથી એકે કહ્યું.

"રાજરાજેશ્વરી! તમે જે સાંભળ્યું છે તે સત્ય છે. સિદ્ધાર્થ મહારાજાનાં અમે પ્રત્યક્ષ દર્શન કર્યાં છે. તેમની ચરણરજ અમે અમારા મસ્તક પર ચઢાવી પવિત્ર થયા છીએ. એજ વિલાસભવનમાંથી નિકળી ગયેલા રાજકુમાર છે પરંતુ આજે તેઓ ભગવાં વસ્ત્ર ધારણ કરી હાથમાં ભિક્ષાપાત્ર લઈ સર્વત્ર ભ્રમણ કરી રહ્યા છે. મહારાણીજી! તેમનો આજનો વૈભવ તો ભલભલા ચક્રવર્તિ રાજા કરતાં વિશેષ છે. ગયા નજીક ફલ્ગુ નદીને કિનારે એક મ્હોટું વડવૃક્ષ છે. તે વૃક્ષ નીચે અમને તેમનાં દર્શન થયાં છે. તે આજે સર્વના બંધુ અને સર્વના રાજા છે દેવી! તમારો અને તેમનો નિકટનો સંબંધ છે તેથી હવે તમે અસંખ્ય સંતાનનાં માતા થયાં છો. સિદ્ધાર્થનો અમૃતમય ઉપદેશ અમે સાંભળ્યો છે. તે કુશળ છે. તેમનું અકુશળ થવું હવે અશક્ય છે, જગતના સર્વ પ્રાણી માત્રના કલ્યાણને જ મર્ત્યલોકમાં અવતર્યા છે. તેમનો ઉપદેશ સાંભળી નિરા

હજારો શિષ્ય તેમના ધર્મછત્ર નીચે આશ્રય લે છે. તેમના ઉપદેશામૃત સાંભળી અમે પણ તેમના વેચાયલા ભક્ત થયા છીએ. અમે તેમના ચરણના દાસ થયા છીએ!"

યશોધરાનું હૃદય ભરાઈ આવ્યું. તેણે પુનઃ પૂછ્યું:

"તેમણે એ મહાજ્ઞાન કેવી રીતે મેળવ્યું? તેઓ હમણાં કયાં છે તે તમે જાણો છો?"

સિદ્ધાર્થ ગૌતમને ગયાખાં આત્મ-સિદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ તે સંબંધી જે લોકવાર્તા જનસમાજમાં પ્રચલિત થઇ હતી તે સર્વ વૃત્તાન્ત વ્યાપારીએ યશોધરાને કહી સંભળાવ્યો. તેણે કહ્યું:

"માતુશ્રી! હમણાં સિદ્ધાર્થ સર્વ સ્થળે પ્રવાસ કરી પોતાનો નવીન ધર્મ પ્રચાર કરી રહ્યા છે. કૌંડિન્ય, ભદ્રક, અશ્વજિત, વાસવ અને મહાનાદ નામક પાંચ પ્રસિદ્ધ બ્રાહ્મણોએ તેમનું શિષ્યત્વ સ્વિકાર્યું છે. યશદ નામક એક રાજકુમાર પોતાના ચોપન મિત્રો સહિત તેમનો શિષ્ય થયો છે. તે સાઠ શિષ્યો પણ હવે સર્વ સ્થળે પ્રવાસ કરી બુદ્ધ ધર્મનો પ્રચાર કરી રહ્યા છે. અમે આ તરફ આવ્યા તે વખતે સાંભળ્યું હતું કે: સિદ્ધાર્થ બિંબિસાર રાજ્યના વેણુ વનમાં છે અને તેમના નવસો શિષ્યો થયા છે. અમે સાંભળ્યું છે કે: તેઓ ધર્મપ્રચાર કરતા કરતા સત્વર કપિલવસ્તુ નગરમાં આવનાર છે."

વ્યાપારીઓની હકિગત સાંભળી યશોધરાનું મરૂભૂમિ જેવું રૂક્ષ થયેલું અંતઃકરણ વર્ષા સમયના ઉદ્યાનની પેઠે આર્દ્ર-શાંત-શીતળ થયું. તેણે બન્ને વ્યાપારીઓનો યોગ્ય આદરસત્કાર કરી વિદાય કર્યા. યશોધરાએ તુર્તજ સિદ્ધાર્થના શોધ માટે રાજગૃહ શહેરથી કપિલવસ્તુ આવવાના માર્ગ તરફ સેવકો મોકલી દીધા. સેવકોને ગયે બે ત્રણ દિવસ થયા એટલામાં જ સિદ્ધાર્થ હજારો શિષ્યમંડળ સહિત

કપિલવસ્તુ નગરમાં આવી પહોંચ્યો. સર્વ નગરમાં આનંદ ઉત્સવ થઈ રહ્યો. વૃદ્ધ શુદ્ધોદન અને રાણી ગૌતમીનો આનંદ અપાર હતો. સિદ્ધાર્થ અને તેના હજારો શિષ્યોની બરાબર વ્યવસ્થા થવા માટે કપિલવસ્તુ નગરના ન્યાગ્રોધ નામક ગામમાં એક સુંદર ભવ્ય વિસ્તૃત મંડપ બંધાવ્યો હતો. જે દિવસે સિદ્ધાર્થ મંડપમાં આવી પહોંચનાર હતો તે દિવસે તેનાં દર્શન કરવા માટે હજારો મનુષ્યો મંડપ ન ક અને રસ્તા પર એકત્ર થયાં હતાં. પતિદેવનાં દર્શન કરવા આ થયેલી યશોધરા, પોતાના પુત્ર રાહુલને લઈ અગાઉથી જ મંડપમાં આવી પહોંચી હતી. તેના આવ્યા પછી થોડીવારે સિદ્ધાર્થ હજારો શિષ્ય સહિત મંડપમાં આવી પહોંચ્યો. સિદ્ધાર્થની દિવ્ય રુપકાંતિ અને ભિક્ષુવેશ જોઈ કપિલવસ્તુનગરના પ્રજાજનના નેત્રમાંથી અશ્રુજળ પ્રવાહ વહેવા લાગ્યો. યશોધરાનું અંતઃકરણ દ્રવિત થયું. તેનો કંઠ ગદ્ગદ થયો. સિદ્ધાર્થ મંડપમાં આવ્યો કે તુરતજ તેણે તેના ચરણ ઉપર પોતાનું મસ્તક મૂકયું. તે બોલી·

"નાથ! હું તમારી અર્ધાંગના હોવા છતાં મ્હને તમારા નવ ધર્મની અનુયાયી કરવા આટલો બધો વિલંબ શા માટે કર્યો? હવે તમારી ભિક્ષાની ઝોળી મ્હારે ખભે લટકાવી દો અને તમારો ભિક્ષુ-દંડ મ્હારા રાહુલના હાથમાં આપો. તમારો નવીન ધર્મ સ્ત્રીઓ પણ સ્વિકારી શકે છે ને?"

એટલું કહી યશોધરાએ પતિના ખભા ઉપરની ઝોળી પોતાના હાથમાં લીધી અને દંડ રાહુલના હાથમાં આપ્યો. એ જોઈ પ્રેક્ષકોના હૃદય પ્રેમથી ભરાઈ આવ્યાં. તેમનું એ વર્તન સિદ્ધાર્થને પણ ધન્ય જણાયું. તેણે યશોધરાને કહ્યું:

"દેવી યશોધરા! સિદ્ધાર્થની અર્ધાંગનાને શોભે એવું ધર્માચરણ તમે કર્યું છે! સ્ત્રી એ પુરુષની સહધર્મિણી કહેવાય છે. પતિનો ધર્મ

તેજ પતિનો ધર્મ' એનું નામ જ સહધર્મ અને એનું નામ જ સહધર્મિણી' તમે તે ધર્મ પ્રમાણે વર્ત્યાં છો. તમને ધન્ય છે! મ્હારા ધર્મછત્ર નીચે સ્ત્રી, પુરુષ, ઉચ્ચ, નીચ, એવો કોઇ પ્રકારનો ભેદભાવ નથી. મ્હારો ધર્મમંત્ર કોઇના કાનમાં ગુપ્ત રીતે ફુંકવામાં આવતો નથી. મ્હારો દિક્ષામંત્ર તો એજ છે કે:

बुद्धं शरणं गच्छामि ।
धर्मं शरणं गच्छामि ।
संघं शरणं गच्छामि ।

(૧) હિંસા કરવી નહિં.

(૨) ચોરી કરવી નહિં.

(૩) વિષયોપભોગમાં મર્યાદા રાખવી. (હદ ઉપરાંત વિષયભોગ કરવો નહિ.)

(૪) અસત્ય બોલવું નહિં.

(૫) માદક પદાર્થનું સેવન કરવું નહિં

આ પાંચ મ્હારી ધર્માજ્ઞા છે. જે મનુષ્ય તેનું પાલન કરશે તે જીવન્મુક્ત થશે અને તેને નિર્વાણની પ્રાપ્તિ થશે. પ્રત્યેક મનુષ્યો એ નિયમ પ્રમાણે વર્તવાની પ્રતિજ્ઞા કરશે તો સર્વ જગત્ સુખના શિખર ઉપર વિરાજશે."

સિદ્ધાર્થના ઉપદેશ વચનો સાંભળી એકત્ર થયેલા સર્વ મનુષ્યોએ કહ્યું કે "અમે તમારા ધર્મનો સ્વીકાર કરીએ છીએ."

મંડપમાં શુદ્ધોદન અને ગૌતમીના દર્શન થતા નહોતાં. એ જોઇ સિદ્ધાર્થ પોતાના શિષ્ય મંડળ સાથે કપિલવસ્તુનગરમાં ગયો. ભિક્ષાપાત્ર હાથમાં ધારણ કરી સિદ્ધાર્થ સર્વ શિષ્યોની આગળ ચાલતો

હતો. તેની પાછળ યશોધરા અને તેની પાછળ રાહુલ અને રાહુલની પાછળ હજારો શિષ્યો ચાલતા હતા. આ વખતે રાજા શુદ્ધોદન સિદ્ધાર્થને મળવા જવાની તૈયારી કરી રહ્યો હતો.

એટલામાં જ રાજમહેલના સિંહદ્વાર આગળ ભગવાં વસ્ત્ર ધારણ કરેલા અને હાથમાં ભિક્ષાપાત્ર ગ્રહણ કરેલા સિદ્ધાર્થને જોઈ ક્રોધ અને પ્રેમથી ગાંડા જેવો બનેલો વૃદ્ધ રાજા-શુદ્ધોદન વિજળીને વેગે તેની પાસે આવ્યો અને તેને પોતાના હૃદય સાથે દબાવી ભેટયો. તેણે કહ્યું :

"સિદ્ધાર્થ ! ત્હારા ચરણ આગળ અઢળક લક્ષ્મી આળોટવા છતાં ત્હેં ભિક્ષાપાત્ર શા માટે ગ્રહણ કર્યું? તે પાત્ર ફેંકી દે અને રાજ્ય સિંહાસન ઉપર આરૂઢ થા. રાજદંડ હાથમાં ગ્રહણ કર. ત્હારા વૃદ્ધ પિતાની એટલી ઇચ્છા પૂર્ણ કર. પિતૃભક્ત પુત્રનો એજ ધર્મ છે."

સિદ્ધાર્થ ગંભીર સ્વરે બોલ્યો :

"પિતાજી ! હવે તેમ બનવું અશક્ય છે. જે આપણો કુળધર્મ છે તેજ હું પ્રચાર કરી રહ્યો છું."

"કુળધર્મ ? શાક્ય વંશના એક પણ રાજાએ ભીક્ષા માંગવાનો કુળધર્મ સ્વિકાર્યો નથી. તમે કયા કારણથી એને કુળધર્મ કહો છો ?" શુદ્ધોદને જરા ક્રોધમાં પ્રશ્ન કર્યો.

સિદ્ધાર્થે તદ્દન પ્રેમથી શાંતિપૂર્વક ઉત્તર દીધો :

"પિતાજી ! તમે મ્હને માત્ર જન્મ આપ્યો છે તેથી મ્હારા કુળધર્મનો વિનાશ થતો નથી. તમે નગી જાણુતા એવા સત્પુરૂષોનો હું વંશ જ છું. ભિક્ષા માંગી જગતને જ્ઞાનદાન આપવું એજ આપણો કુળધર્મ છે. મ્હને તમારા રાજ્યની ઇચ્છા નથી તમારી ઇચ્છામાં આવે તેવો તેનો ઉપયોગ કરો."

શુદ્ધોદને કહ્યું :

" ત્હારા આ સ્પષ્ટ કથનથી હવે મ્હારે રાહુલને રાજ્યગાદી પર બેસાડવો પડશે. ચાલ, રાહુલ, ચાલ, તું જ આ રાજ્યનો ઉપભોગ કર. "

શુદ્ધોદન પ્રેમપૂર્વક રાહુલનો હાથ ઝાલવા આગળ વધ્યો, એટલે તુરતજ યશોધરાના બન્ને પગે બાથ ભીડી તે બોલ્યો.

" દાદાજી! મ્હને રાજ્ય નથી જોઇતું. હું તો મ્હારા પિતાની સાથે ભીક્ષા માંગતો ફરીશ. "

રાહુલ જેવા ન્હાના બાળકના શબ્દો સાંભળી વૃદ્ધ રાજા શુદ્ધોદનની વિચિત્ર સ્થીતિ થઈ. તે મ્હોટેથી આક્રંદ કરી અશ્રુપાત કરવા લાગ્યો. તેણે કહ્યું :

" હવે મ્હારા વિશાળ રાજ્યનો ઉપભોગ કોણ કરશે? અરે દેવદત્ત, નંદ ત્યારે તમે આવો અને મ્હારા રાજ્યનો ઉપભોગ કરો."

દેવદત્ત વગેરે શુદ્ધોદનના નિકટના સગા હતા. એ પણ સિદ્ધાર્થની દિક્ષા લઈ ભિક્ષુક બનેલા હોવાથી તેમણે રાજ્યનો સ્વિકાર કરવાની ના પાડી. આટલું થવા છતાં વૃદ્ધ રાજાની રાજતૃષ્ણા ઓછી થઈ નહિ તેણે ગૌતમબુદ્ધના ધર્મનો સ્વિકાર કર્યો છતાં રાજ્ય કોઇને નહિં આપતાં મૃત્યુપર્યંત પોતે જ રાજ્ય કાર્યભાર ચલાવ્યા કર્યો. રાજ્યતૃષ્ણા એવી ભયંકર છે! તેજ મનુષ્યને પરમપદથી અધો માર્ગે લઈ જાય છે! શરીર—સુખને જ તે સર્વસ્વ માને છે. જો કે એવાં મનુષ્યો મનથી તો ઇશ્વરનું નામસ્મરણ કરે છે પરંતુ રાજસિક સ્વભાવથી મુક્ત થતા નથી!

માતાપિતાનાં દર્શન કર્યાં પછી સિદ્ધાર્થે કપિલવસ્તુ નગરનો

ત્યાગ કર્યો. રાહુલ અને યશોધરાને સાથે લઈ તે દેશદેશ પર્યટન કરી ધર્મપ્રચાર કરવા લાગ્યો.

કેટલાંક વર્ષ પછી રાજા શુદ્ધોદન વૃદ્ધાવસ્થાને લીધે ઘણો જ જર્જરિત થઈ ગયો. શરીરનાં ગાત્ર શીતળ થઈ ગયાં. તેણે જાણ્યું કે: હવે શરીર પંચત્વ પામશે ત્યારે તેણે સિદ્ધાર્થને બોલાવી મંગાવ્યો. તેના આવ્યા પછી શુદ્ધોદનનો દેહાંત થયો. સિદ્ધાર્થે પુત્રધર્મ પ્રમાણે ઉત્તમ પ્રકારે પિતાની અન્ત્યેષ્ટિ ક્રિયા કરી. રાજ્ય પોતાના એક દૂરના સગાને સોંપી દીધું, અને તેણે ત્યાંથી પ્રયાણ કર્યું. તે પછી સિદ્ધાર્થ કદી પણ કપિલવસ્તુ નગરમાં ગયો નહિ.

સિદ્ધાર્થ પુનઃ ધર્મપ્રચારના કામમાં પ્રવૃત્ત થયો. તેનું ધર્મ-પ્રચારકાર્ય સતત્ ચાલતું હતું. તેના શિષ્યો વેગળા દેશદેશાંતઃમાં ભ્રમણ કરી સર્વત્ર ધર્મપ્રચારનું કાર્ય કરી રહ્યા હતા. અનેક મનુષ્યો તે ધર્મના અનુયાયી થયા હતા. સિદ્ધાર્થ પોતે પણ રાત્રિ દિવસ એજ ધર્મપ્રચાર કાર્યમાં મંડ્યો હતો. એંશી વર્ષ પર્યંત સતત્ તેણે પોતાનું ધર્મકાર્ય ચાલુ રાખ્યું હતું. તે પોતાનો નિર્વાણ સમય પ્રથમથી જ જાણી ગયો હતો. તેથી તેણે પોતાના શિષ્યોને કહ્યું કે:

"શિષ્યો! મ્હારી પ્રાણજ્યોતિ થોડા દિવસમાં જ ઓલવાઈ જશે એ હું જાણી શક્યો છું. હવે તમને અંતે મ્હારે એટલુંજ કહેવાનું છે કે: "તમે સતત્ ધર્મપ્રચારનું કાર્ય કરતા રહેજો. ગમે તેમ થાય તોપણ ધર્મપ્રચારનું કાર્ય શીથિલ થવા દેશો નહિ તેમજ તમે પણ તેનો ત્યાગ કરશો નહિ."

શિષ્યોમાં કાસ્યપ નામક મુખ્ય શિષ્ય હતો. તેને એકાંતમાં બોલાવી સિદ્ધાર્થે કહ્યું:

"કાસ્યપ! મ્હારાં વસ્ત્રો હું ત્હને અર્પણ કરૂં છું. તે તું ધારણ

કર અને હારાં વસ્ત્રો મ્હને આપ. તું અને હું બન્ને એક જ છીએ. મ્હારૂં કાર્ય તું હવે આગળ ચલાવજે અને આ અમૃત સમાન આત્મતત્ત્વ સર્વ જગતના જીવોને સરળ કરી દેજે. સર્વત્ર તે અમૃતની વૃષ્ટિ કરજે. સર્વ તૃષાતુર જીવોને અમૃતનું પાન કરાવજે. ત્હારૂં કલ્યાણ થાઓ."

કાશ્યપે ગુરૂદેવની આજ્ઞા શિરમાન્ય કરી. કુશીનગર આગળ પોતાનો દેહત્યાગ કરવાના વિચારથી સિદ્ધાર્થ વેણુવનમાંથી તે સ્થળ તરફ જવા નિકળ્યો.

માર્ગમાં સિદ્ધાર્થને ચંડ નામક એક વ્યાધ મળ્યો. તેની ઈચ્છા હતી કે ડુક્કરના માંસથી સિદ્ધાર્થનો સત્કાર કરવો. તેણે માંસાન્ન તૈયાર કરી સિદ્ધાર્થ સમીપ મુકયું અને તે ગ્રહણ કરવા પ્રાર્થના કરી. સિદ્ધાર્થ આત્મતત્ત્વ જાણતો હતો. તેના મનમાં જાતિભેદ ન હતો, તેથી તેણે અતિશય પ્રેમથી તે માંસાન્ન ભક્ષણ કર્યું. સિદ્ધાર્થને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ હતી માંસાન્ન તેને પાચન થયું નહિ તેથી તેને આમાશયનો વ્યાધિ થયો. તે અતિ કષ્ટ સહન કરતો કુશીનગર પહોંચ્યો. તે ઘણોજ ક્ષીણ થયો હતો તેમ છતાં પોતાના શિષ્યોને સતત ધર્મોપદેશ આપતો હતો. રાત્રિને સમયે એક વિશાળ વટવૃક્ષ નીચે બેસી શિષ્યોને પોતાની નજીક બોલાવી તે કહેવા લાગ્યો:

"શિષ્યો! તમે એમ ન સમજશો કે હું આ જગતનો ત્યાગ કરી હમેશને માટે ચાલ્યો જાઉં છું. મ્હારૂં જે સત્યતત્ત્વ આત્મા છે તે તો અક્ષય અમર જ રહેશે. એ આત્મતત્ત્વની ઉન્નતિ માટે સતત પ્રયત્ન કરવો એજ પ્રત્યેક ભિક્ષુનું કર્તવ્ય છે. તમે જ્યાંસુધી એક કર્તવ્યપરાયણ રહેશો ત્યાં સુધી હું તમારી નજીકજ છું એમ સમજજો. સંસારનું સુખ, વિષયભોગનું સુખ એ તો ક્ષણિક છે. પરંતુ આત્મસુખ તો અમર છે. તે અમરપદ પ્રાપ્ત કરાવે એવું અખંડ સુખ છે. ક્ષણિક સુખની લાલસામાં લપટાશો નહિ. વિષય એ વિષજ છે. એ વિષયમાં

લપટાયલા અનેક સંસારી જીવો અનેક કષ્ટ ભોગવી રહ્યા છે. પ્રિય શિષ્યો! આત્મસુખ પ્રાપ્ત કરો અને તમારા સંબંધમાં આવનાર જીવાત્માઓને તેજ અમૃતરસનું પાન કરાવો. બસ, હવે પ્રયાણ!"

સિદ્ધાર્થ ભગવાન બુદ્ધે પોતાના શિષ્યોને અંતીમ શબ્દોદ્વારા ઉપદેશામૃતનું પાન કરાવ્યું પછી તે સ્થિર આસને બેસી નેત્ર મીચી ધ્યાનસ્થ થયો. તેના શરીરમાંથી પ્રાણજ્યોતિ ઉર્ધ્વગમન કરી ગઈ! શરીર પ્રાણવિહીન થયું! ગૌતમબુદ્ધ જેવો મહાપુરૂષ દયા, અહિંસા, સત્ય અને આત્મતત્ત્વનો ધર્મોપદેશ કરી પરલોકગમન કરી ગયો! બુદ્ધ ગયો તેજ ગયો!

એ જોઇ સર્વ શિષ્યોમા હાહાકાર મચી ગયો. સર્વના નેત્રોમાંથી અશ્રુનો અનરગળ પ્રવાહ વહેવા લાગ્યો આનંદ નામક એક શિષ્યે તેજ ક્ષણે સર્વત્ર અન્ય શિષ્યોને મોકલી બુદ્ધ–નિર્વાણના સમાચાર મોકલી દીધા. અનેક રાજાઓ સિદ્ધાર્થના શિષ્ય હતા. તે પણ સિદ્ધાર્થના પ્રાણપ્રયાણની વાર્તા સાંભળી કુશિનગરમાં આવી પહોંચ્યા. સિદ્ધાર્થની અંત વિધિ કરવા માટે લાખો મનુષ્યો એકત્ર થયાં હતાં. સર્વવિધિ થયા પછી ગૌતમબુદ્ધની ચિતાને અગ્નિ સંસ્કાર કરવામાં આવ્યો પરંતુ ચિતાને તે અગ્નિસ્પર્શ કરતો ન હતો. પુષ્કળ યત્ન કરવા છતાં ચિતા સળગતી ન હતી. એ જોઇ કેટલાક શિષ્યના મનમાં શંકા ઉત્પન્ન થઇ કે બુદ્ધનો પ્રિય શિષ્ય કશ્યપ ત્યાં હાજર નહિં હોવાથી ચિતા અગ્નિ સ્વીકારતી નથી. એ શંકા થતાં જ સર્વ કશ્યપની રાહ જોવા લાગ્યા, એટલામાંજ કશ્યપ ત્યાં આવી પહોંચ્યો. તેણે શ્મશાનભૂમિમાં પગ મુકયો કે તુરતજ ચિતાએ અગ્નિનો સ્વીકાર કર્યો. ચિતા ભડભડાટ સળગવા લાગી. થોડા સમયમાં જ તે મહાપુરૂષનું શરીર ભસ્મીભૂત થઈ ગયું. બુદ્ધનો અવતાર સમાપ્ત થયો, પરંતુ તેનું આત્મતત્ત્વ, સત્યતત્ત્વ અદ્યાપિ પર્યંત પોતાના દિવ્ય તેજદ્વારા સંપૂર્ણ જગતને પ્રકાશિત કરી રહ્યું છે. સૂર્યચંદ્ર પ્રકાશિત રહેશે ત્યાંસુધી તે દિવ્યતત્ત્વ અક્ષય અમર રહેશે.

લેવા ઉતાવળે પગલે ઘર તરફ પ્રયાણ કરી રહ્યા છે. પક્ષિઓ સાયંકાલના સૂર્યદેવને નમન કરવા પોતપોતાના માળામાં બેસી કિલકિલાટ કરતાં અપૂર્વ સંગિત ગાઈ રહ્યાં છે. પવનની મંદમંદ લહરો વડે સર્વત્ર શાંતિ ફેલાઇ રહી છે. ગંગાજી પર સાયં સંધ્યા કરતા બ્રાહ્મણો ભસ્મત્રિપુંડ્ર કરી અસ્ત પામતા સૂર્યદેવને અર્ધ્યાંજલિ અર્પણ કરી રહ્યા છે. વિશ્વનાથના મંદિરમાં અનેક દર્શનાભિલાષી મનુષ્યોની ભીડ જામી રહી છે. હર હર શંભો ! હર હર ભોળાનાથનો પ્રચંડ ધ્વનિ અને ઘંટાનાદ થઇ રહ્યો છે. મનકામના પૂર્ણ કરવા માટે અનેક શંકર ભક્તો વિશ્વનાથના મંદિરમાં આસન જમાવી પુરશ્ચરણ કરી રહ્યા છે.

આજે કાશીનગરીમાં ભારે કોલાહલ જણાય છે. આજે એક મહાપુરૂષ, નગરી બહારનાં એકાંત વૃક્ષવનમાં શિષ્યમંડળ સહિત આવી પહોંચ્યા છે. આજે તે જનસમાજને નવીન મંત્રની દિક્ષા આપવાના છે તેથી સર્વ મનુષ્યો વૃક્ષવન તરફ ગમન કરી રહ્યાં છે. તે મહાપુરૂષ કોણ છે? શા માટે આવ્યો છે? શું કાશી જેવા પુણ્યપવિત્ર ક્ષેત્રમાં સંત, મહંતો અને ઉપદેશકો ઓછા છે? અરે! એવા નવીન મહાપુરૂષની શી આવશ્યકતા છે? તે એવો કયો ચમત્કારિક દિક્ષામંત્ર આપવાનો છે. તેણે કાષાય વસ્ત્ર ધારણ કર્યાં છે. હાથમાં ભિક્ષા પાત્ર છે. ખભે એક કાષાય ઝોળી ધારણ કરી છે. ચાલો, આપણે પણ તેનાં ઉપદેશામૃતનું પાન કરીએ.

એ મહાપુરૂષનું નામ સિદ્ધાર્થ, ગૌતમબુદ્ધ છે. અરણ્યમાં વૃક્ષની ઘનઘોર ઘટા છવાઇ ગઇ છે. વૃક્ષોની વચમાં જ બુદ્ધદેવે પર્ણ એકત્ર કરી આસન જમાવ્યું છે. તેની આસપાસ કાષાય (ભગવાં) વસ્ત્ર ધારી શિષ્યમંડળ બેઠું છે. સર્વ એકચિત્ત થયા પછી બુદ્ધદેવે ઉપદેશામૃત વિતરણ કરવા માંડયું છે.

અહિંસા, દયા, દાન, તપ અને આત્મતત્ત્વનું શોધન, એ વિષયો

પર તેણે સચોટ ઉપદેશ આપવા માંડયો છે. તેના ઉપદેશથી અનેક મનુષ્યો આકર્ષાઈ બુદ્ધના સિદ્ધાંતો પ્રમાણે ધર્માચરણ ધારણ કરવાનું વ્રત લઈ રહ્યાં છે.

ઉપદેશામૃત સાંભળ્યા પછી સર્વ મનુષ્યો પોતપોતાને ઘેર ગમન કરી રહ્યાં છે, પરંતુ એક વણિક્ પુત્ર બુદ્ધદેવની પાસે જઈ ઉભો છે. તે એક શ્રીમંત વણિક વ્યાપારીનો પુત્ર હતો. તેનું નામ યશસ્ હતું. યશસ્ દુર્ગુણી છતાં વિનયિ અને પવિત્ર હતો. તે સત્યની શોધમાં હતો. તેને આત્મસુખની ઈચ્છા હતી. બુદ્ધદેવનાં ઉપદેશામૃતનું તેણે પાન કર્યું. તે અમૃતબિંદુ તેના હૃદય ક્ષેત્રમાં ઉતરી પડયાં. અમૃતનાં બિજ વવાયાં. અત્યાર સુધી તેણે પિતાના અતુલ ઐશ્વર્યને લીધે ભોગવિલાસ કરવામાં બાકી રાખ્યું ન હતું. યુવાવસ્થાના મદને લીધે તે ધર્મ કાર્ય સમજતો ન હતો. પરંતુ બુદ્ધ ભગવાન જગતના જીવોના ઉદ્ધારને માટે જન્મ્યા હતા. યશસે તે સાંભળ્યું હતું. અતિ ભોગવિલાસ ભોગવવાથી તેના શરીરમાં અનેક વ્યાધિ ઉત્પન્ન થયા હતા. તેથી તે કંટાળ્યો હતો. કયે પ્રકારે વ્યાધિ નષ્ટ થાય અથવા કયે પ્રકારે મૃત્યુને શરણ થઈ વ્યાધિના દુ:ખમાંથી મુક્ત થવાય એજ તેના અંત:કરણમાં રમ્યા કરતું હતું. એજ સમયે બુદ્ધ દેવના ચરણમાં આશ્રય લેવાની તીવ્ર ઈચ્છા થઈ પરંતુ તેનું પાપ પૂર્ણ હૃદય બુદ્ધદેવનાં ચરણ સમક્ષ જવા ના પાડતું હતું. મહાન પુરૂષોનો એવોજ પ્રભાવ છે. પાપી જીવોનું અંત:કરણ તેમને દેખે છે. તે સહજે બુદ્ધદેવ જેવા મહાપુરૂષની નજીક જઈ શકતા નથી. કરૂણાનીધિ ભગવાન બુદ્ધદેવ યશસને સન્મુખ ઉભેલો જોઈ ધ્યાનયોગે જાણી શક્યા કે તે વ્યાકુલ ચિત્તે તેમના ચરણનું શરણ ગ્રહણ કરવા ઇચ્છે છે. તેમણે ગરીબ કંગાલ જેવો પહેરવેશ ધારણ કરેલા યશસ સ્હામુ જોઈ પોતાની પાસે આવવા ઈસારત કરી. એ જોઇ યશસનું હૃદય કમ્પાયમાન થયું છતાં તે ધીમે પગલે ભગવાનની નજીક જઈ

ઉભો. બુદ્ધદેવે મિષ્ટ વાણીમાં તેને સાન્ત્વન આપ્યું. યશસે અશ્રુપાત કરતાં કરતાં પોતાના સર્વ પાપની કહાણી કહી સંભળાવી. બુદ્ધદેવ જાણી શકયા કે તેને પાપનો પશ્ચાતાપ થાય છે! કરુણાના સાગર ભગવાન બુદ્ધે તેના પર કરુણાની દ્રષ્ટિ કરી. તેને આલિંગન કરવા ઉભા થયા, પરંતુ પોતાને પાપી અને અસ્પૃશ્ય સમજી યશસ થોડે દૂર ખસી ગયો. બુદ્ધદેવે તુરત તેને આલિંગન કર્યું, નેત્રમાંથી પ્રેમની જ્યોતિ વર્ષાવવા લાગ્યા. તેણે બુદ્ધદેવને પ્રાર્થના કરી: "મહારાજ! મ્હને શિષ્ય બનાવો." એટલુ કહી પોતાના શરીર પરથી વસ્ત્રો અને હિરા માણિક્યના અલંકારો ઉતારવા માંડયા. બુદ્ધદેવે તેને બોધ આપ્યો :

"વત્સ! મનુષ્ય વસ્ત્રાલંકારથી વિભૂષિત હોય કિંવા દુઃખી દરિદ્ર હોય છતાં તે પોતાની દશ ઈન્દ્રિયો વશ કરે તો તેને માટે સત્ય વસ્તુ હાજ-રજ છે. ધર્મનું નામ ધારણ કરી બાહ્યાડંબર રાખનાર મનુષ્ય ધર્મનિષ્ઠ થઇ શકતો નથી. તેણે સત્યની પ્રાપ્તિ કરી જ નથી. સત્ય વસ્તુ તો આત્મામાં જ છે. વસ્ત્રાભૂષણોની અસર મન ઉપર થવી જોઇએ નહિં. તેનું અભિમાન ઉત્પન્ન થવું જોઈએ નહિ. કોઈ મનુષ્ય એકાંત જંગલમાં રહે છતાં સાંસારિક વિષયો એટલે ક્ષણિક સુખ આપનાર વિષયભોગનો ઉપયોગ કરવાની ઇચ્છા ન થાય અને તે નિરંતર આત્મ-શોધન કરતો હોય તો તેને ત્યાગીજ સમજવો જોઇએ. મનુષ્ય સંસા-રમાં રહે છતાં તેનું મન ભોગ્ય પદાર્થોમાં ન હોય તો તેનું હૃદય સ્વર્ગની રચના કરી શકે છે. સન્યાસી હોય કે પછી તે ગૃહસ્થ હોય તો પણ વિષય ભોગને તુચ્છ માનનાર અને દેહાભિમાનનો ત્યાગ કરી આત્મતત્ત્વને જાણનાર હોય તો તે પુરુષ શ્રેષ્ઠ જ છે. અહિંસા, શુદ્ધાચાર, પ્રેમ, મૈત્રી, કરુણા અને વૈરાગ્યધારણ કરનાર મનુષ્ય આત્મસુખ પ્રાપ્ત કરે છે."

એટલું સાંભળતાં જ યશસની પૂર્ણ મનઃશુદ્ધિ થઈ. તે બુદ્ધનો

શિષ્ય થયો. તે બુદ્ધનો ભકત બન્યો. તેણે વિલાસ વ્યસનનો ત્યાગ કર્યો અને ધર્મને માટેજ પિતાની લક્ષ્મીનો ઉપયોગ કરવાનો સંકલ્પ કરી પોતાના એકસો મિત્રો સહિત તેણે બુદ્ધધર્મ સ્વીકાર્યો. પુત્રની એ સ્થીતિ જાણી તેનાં માતાપિતાએ બુદ્ધનું શિષ્યત્વ ગ્રહણ કર્યું એટલું જ નહિ પણ તેના ચાર મિત્રો, વિમલ, સુબાહુ, પુણ્યજીત અને ગવામ્પતિએ પણ બૌદ્ધદિક્ષા ગ્રહણ કરી.

તે પછી કાશ્યપ નામક એક મહાન્ ઋષિએ બુદ્ધના ઉપદેશામૃતનું પાન કર્યું. બુદ્ધનાં દ્રષ્ટાંતો તેને પસંદ પડયા તે પણ પોતાના શિષ્યમંડળ સાથે બુદ્ધનો શિષ્ય બન્યો. તે પછી કાશ્યપ સાથે સિદ્ધાર્થે રાજગૃહ તરફ વિહાર કર્યો. રાજગૃહનો રાજા બિંબિસાર પણ બુદ્ધનો શિષ્ય બન્યો. બિંબિસાર રાજાએ બુદ્ધને શિષ્યો સાથે જમવાનું નિમન્ત્રણ આપ્યું. બુધ્ધે શિષ્યો સહિત ભોજન લીધું. રાજાએ પોતાના વેણુવનમાં બુદ્ધને નિવાસ કરવાની સગવડ કરી આપી.

સર્વ શિષ્યો સહિત બુદ્ધદેવ નિત્ય ત્યાં દર્શને આવનાર મનુષ્યોને પોતાનો દિક્ષાસૂત્ર સંભળાવી ઉપદેશ આપતા. ઉપદેશ સાંભળતાં જ અનેક મનુષ્યો બુદ્ધના શિષ્ય બની જતા.

## શ્રીમંત અનાથ પિણ્ડિક.

બુદ્ધના વચનામૃત સાંભળવા વેણુવનમાં અનેક મનુષ્યો આવતાં. તેમાં એક અનાથ પિણ્ડિક નામક શ્રીમંત ધનાઢ્ય પણ આવતો. તે મહાન્ દાનેશ્વરી હતો. દુઃખી દરિદ્રિઓને અન્નવસ્ત્ર આદિ અનેક દાન આપી તેમનાં દુઃખ નિવારણ કરતો. તે ગરીબોનો સહાયક હતો. ગરીબોને આશ્રય આપી અભયદાન આપવામાં તેને અતિ આનંદ પ્રાપ્ત થતો હતો.

તેણે અનેક વખત બુધ્ધના ઉપદેશામૃતનું પાન કર્યું હતું. તેણે બુધ્ધના અનેક શિષ્યોને સંસારના વિષયભોગનો ત્યાગ કરી એકાંતમાં શાંત જીવન ગાળતા સાંભળ્યા હતા. તેણે બુધ્ધદેવ પાસે જઇ બે હાથજોડી નમ્રતાપૂર્વક પ્રાર્થના કરી :

"મહારાજ! મ્હેં તમારા શિષ્યોને સંસારના વિષયભોગનો ત્યાગ કરતા અને તપસ્વી જીવન ગાળતા જોયા છે. તેઓ મહાન્ આનંદનો ઉપભોગ કરી રહ્યા છે. તમે રાજ્ય અને રાજ્ય વૈભવનો ત્યાગ કરી સન્યાસ જીવનમાં આનંદ માન્યો છે. તમે સત્ય વસ્તુ શોધી કાઢી છે. તમે આત્મતત્વને ઓળખ્યું છે."

"મહારાજ! હું પણ સત્યને શોધી રહ્યો છું. મ્હને પણ આત્મ-સુખની ઇચ્છા છે હું સત્યાચરણ ધારણ કરી ધર્મનિષ્ઠાપૂર્વક વર્તવા તૈયાર છું. ગરીબ, દુઃખી દરિદ્રીઓને સહાય કરવાની મ્હને તીવ્ર ઇચ્છા છે. સત્યની પ્રાપ્તિ માટે, પ્રત્યેક દુઃખી જીવના સુખ માટે મ્હારી સર્વ સમ્પત્તિ, ઘરબાર, વ્યાપાર અને મ્હારા સર્વ કાર્યોનો મ્હારે ત્યાગ કરવો જોઇએ. એ શું સત્ય છે? તમારી પેઠે મ્હારે પણ કાષાય વસ્ત્ર અને ભિક્ષા કમંડલુ ધારણ કરવાં જોઇએ અને સર્વત્ર ભ્રમણ કરી ઉપદેશ દાન કરવું જોઇએ? આજ્ઞા ફરમાવો તે પ્રમાણે કરવા હું તત્પર છું."

બુધ્ધે ઉત્તર દીધો.

"સજ્જન બંધુ! તમારા ત્યાગ વૈરાગ્યની ભાવના અતિ ઉત્તમ છે, પરંતુ મ્હારા સમ્પ્રદાયમાં પ્રવેશ કરનાર માટે મ્હેં આઠ સૂત્રો કહ્યા છે. તે અષ્ટાંગ યોગ ધારણ કરનાર મ્હારા સમ્પ્રદાયમાં ભળી શકે છે. પછી ભલે તે શ્રીમંત હોય, રાજા હોય, ગરીબ હોય કે ભિખારી હોય! તે આઠ ઉપદેશ સૂત્રો પ્રમાણે વર્તનારને સુખની

પ્રાપ્તિ થાય છે. જે દ્રવ્યમાં આસક્તિ રાખતો નથી. જે દ્રવ્ય સંચય કરીને સન્માર્ગે વ્યય કરે છે, અને દુઃખી દરિદ્રીઓનાં દુઃખ દૂર કરવામાં સહાયતા કરે છે તેને સર્વ સુખની પ્રાપ્તિ થાય છે. જે ગૃહસ્થાશ્રમમાં રહી વિષયભોગોને વિષ સમાન સમજે છે તેજ સુખી થાય છે. તેને જ સાચું આત્મસુખ પ્રાપ્ત થાય છે."

"વત્સ! તું ભલે ગૃહસ્થાશ્રમમાં રહે, વેપાર ધંધો કર. ઘરમાં રહી વ્યાપારમાં સાહસ કર્યો કર્યે જા. બધાં મનુષ્યને ઘરબાર ત્યજવાનો મ્હારો ઉપદેશ નથી. એ ધર્મ તો કેવળ તીવ્ર વૈરાગ્ય ઉપજ્યો હોય તેને માટે છે. જો બધા જનમનુષ્યો ઘરબાર, વ્યાપાર રોજગારનો ત્યાગ કરે તો પછી દુઃખી દરિદ્રીઓને સહાયતા કરવા માટે જે દ્રવ્યની આવશ્યકતા હોય તે ક્યાંથી આવે? અમારા જેવા અનેક ભિક્ષુઓને અન્ન વસ્ત્ર ક્યાંથી મળે? જેઓ તીવ્ર સન્યસ્ત ગ્રહણ કરે છે તેમને માટે તો સર્વત્ર વિહાર કરી ઉપદેશામૃત વિતરણ કરવું એજ ધર્મ છે, અને તમારા જેવા માટે વ્યાપાર—રોજગાર કરી દુઃખીઓનાં દુઃખ દૂર કરવાં એજ તમારો ધર્મ છે. તમે વિષય ભોગનો મોહ ત્યજી દો, અને "હું"પદનો નાશ કરો. સર્વત્ર એકજ આત્માને જુવો. પ્રાણી માત્રમાં આત્મદ્રષ્ટિ થવાથી "હું" અને "તું"નો ભેદ રહેશે નહિ. પછી તો જે કોઇ દુઃખી કંગાલ જણાશે તેને તમે મદદ કરી શકશો. તેના જીવનને સુધારી શકશો. અરે! તમે તેને જીવન દાન આપી શકશો."

એ સાંભળી અનાથપિંડિકે ધુંટણીએ પડી બુદ્ધને વંદન કર્યું. તેમની આજ્ઞા શિરસાવંદ્ય કરી. તેમનાં ઉપદેશામૃત પ્રમાણે અષ્ટાંગયોગ ધારણ કરવાની પ્રતિજ્ઞા કરી. ત્યાર પછી તેણે બૌધ્ધ સંઘને માટે વિહારગૃહ બાંધવાની ઇચ્છા પ્રદર્શિત કરી. બુધ્ધદેવે તે પ્રાર્થના સ્વિકારી. અનાથપિંડિકે કાશી ક્ષેત્રમાં એક વિહારગૃહ બંધાવ્યું. તે ઉપરાંત

બીજું જેતવનમાં અને ત્રીજું કૌશામ્બિમાં બંધાવ્યું. બૌધ્ધ ભિક્ષુઓ ત્યાં રહે છે અને સત્યામૃત વિતરણ કરે છે.

## સિંહાને બુદ્ધનો ઉપદેશ.

ગૌતમ બુધ્ધ ઉપદેશ કરતો કરતો અનેક દેશમાં વિચરણ કરતો હતો. એક સમય સિંહા નામક એક સેનાપતિ બુધ્ધની પાસે ગયો. તેણે બુધ્ધની પ્રશંસા સાંભળી હતી. તેના ઉપદેશનું તાત્પર્ય પણ સાંભળ્યું હતું. સિંહાએ નમન કરી કહ્યું:

" મહારાજ! મ્હેં સાંભળ્યું છે કે: તમે નિવૃત્તિનો માર્ગ બતાવો છો. પ્રવૃત્તિ કરવાની ના કહો છો. એ શું સત્ય છે?"

બુધ્ધે ઉત્તર દીધો:

" સત્ય છે અને અસત્ય પણ છે. વત્સ! મન, વાણી અને કર્મથી જેઓ દુષ્કર્મ કરે છે તેને હું તેમ કરવાની ના કહું છું અને અહિંસા, દયા દાન, તપ વગેરે જે સત્કર્મ છે તે કરવાની હું આજ્ઞા કરૂં છું. વત્સ! અહંકાર, મોહ, માયા, મમતા, દુષ્ટ ઇચ્છા અને કામ, ક્રોધને બાળી ભસ્મ કરવાનો મ્હારો ઉપદેશ છે. ક્ષમા, દયા, પ્રેમ અને સત્ય, એજ હૃદયમાં ધારણ કરવાનો મ્હારો ઉપદેશ છે."

એ સાંભળી સિંહાને પુનઃ એક શંકા ઉત્પન્ન થઈ. તેણે પૂછ્યું:

" મહારાજ! હું સૈન્યમાં સેનાપતિ છું. રાજાની સેવામાં જીવન વ્યતીત કરૂં છું. રાજાની આજ્ઞા પ્રમાણે મ્હારે શત્રુ રાજાઓ સાથે યુદ્ધ કરવું પડે છે. તેમાં હજારો મનુષ્યોનાં મૃત્યુ થાય છે. હજારો સ્ત્રી અને બાળકો નિરાધાર થઇ હાહાકાર મચાવે છે. મહારાજ! તમે તો દયા અને પ્રેમના સિદ્ધાંત શિખવો છો, પરંતુ યુદ્ધ કરવું, શત્રુઓને મારવા અને તેમના પર દયા-પ્રેમ દર્શાવવો એ કેમ બને?

યુદ્ધ કરવું કે ન કરવું ? પોતાની ભૂમિ, પોતાનાં બાળકો અને પોતાના માતાપિતાના જીવન નિર્વાહ માટે બીજાઓ સાથે યુદ્ધ કરવું ઉચિત ખરૂં કે નહિ તે કૃપા કરી કહો."

બુદ્ધદેવે શંકાનું સમાધાન કરતાં કહ્યું:

"વત્સ ! શિક્ષાને પાત્ર હોય તેને શિક્ષા કરવી ઉચિત છે. તેને જે શિક્ષા થાય છે તે તેનાં કર્મનું ફળ છે. ન્યાયાધિશ તો માત્ર નિમિત્ત છે. સર્વ યુદ્ધ એ તો દુઃખદ પ્રસંગો છે, પરંતુ શાંતિ સ્થાપવાના અનેક માર્ગ ગ્રહણ કર્યાં પછી સત્યને માટે યુદ્ધ કરવું પડે તો તેમ કરવામાં હાનિ નથી. મ્હારો ઉપદેશ પૂર્ણ સ્વતંત્રતા શિખવે છે. પરંતુ પાપાત્માઓને બાધિત રહેવાનો મ્હારો ઉપદેશ નથી. તે પાપાત્મા મનુષ્ય હોય કે દેવ હોય તો પણ તેની શકિત નિર્મૂળ કરવી જોઇએ, અને પાપાત્માઓનો નાશ કરી પુણ્યધર્મનો ઉદય કરવો જોઈએ."

"વત્સ ! સ્વતંત્રતાનો વિજય થવો જોઈએ એ તો સત્ય પરંતુ તે ઉપદેશ માનવ જીવનના નાશ માટે નથી. મનુષ્ય જીવન ધારણ કરી રહે તેજ મ્હારો ઉપદેશ છે. માત્ર "હું" પદને જીતે છે તે જ જીવવા યોગ્ય, સફળ થવા યોગ્ય અને યુદ્ધ જીતવાને યોગ્ય છે. "હું" પદ ધારણ કરનાર અહંકારી જીવો સ્વતંત્રતાના ગુલામ થવા યોગ્ય છે. તેથી જ કહું છું કે: ઓ સેનાપતિ ! તમે ખૂબ બળપૂર્વક યુદ્ધ કરો, પરંતુ સત્યના સૈનિક બનશો તો જ બુદ્ધના આશિર્વાદ તમને પ્રાપ્ત થશે."

બુદ્ધદેવનો ઉપદેશ સાંભળી સેનાપતિને ઘણો આનંદ થયો. બુદ્ધદેવનો આશિર્વાદ લઈ તે સત્યનિષ્ઠાપૂર્વક રાજાની સેવા કરવા લાગ્યો. બુદ્ધદેવનાં પ્રત્યેક ઉપદેશ પ્રમાણે વર્તવા લાગ્યો અને સર્વ પ્રકારે સુખી થયો.

એ પછી બુદ્ધદેવે નાલન્દ, પાટલીપુત્ર અને નાડિક ગામમાં વિહાર કર્યો. ત્યા અનેક શિષ્યો થયા અને અમ્બાપાલિકા નામક એક ગણિકા હતી તે પણ ત્હેની શિષ્યા થઈ.

## રાજા અજાત શત્રુ.

જીવોના ઉદ્ધાર માટેજ શ્રી ભગવાન દેહ ધારણ કરે છે તેનું કારણ તેમની અપાર કરૂણા એજ છે. જીવાત્માઓનાં દુ:ખે દુ ખી થઈ શ્રી ભગવાન પોતાની માયાશક્તિનો આશ્રય લઈ પૃથ્વી ઉપર જન્મે છે. તે સમયે કેટલાએ પાપીઓનાં પાપ, માયા અગ્નિથી તપેલા જીવોના સન્તાપ, શોકાતુરનાં શોક, અંત:કરણના દુ ખીઓની મનોવેદના, અને મોહગ્રસ્ત થયેલાનો મોહ, તેમના કૃપા કટાક્ષથી દૂર થાય છે તેની ગણત્રી થઈ શકે એમ નથી. રામ, કૃષ્ણ, બુદ્ધ, શંકર, ચૈતન્ય, રામકૃષ્ણ, ક્રાઇસ્ટ અને હ મહમ્મદ સાહેબ વગેરે અવતારી પુરૂષોના જીવનમા એવા ઘણાં દ્રષ્ટાંત જોવામા આવે છે.

ભગવાન બુદ્ધપણ કરૂણાની સાક્ષાત્ મૂર્તિરૂપ હતા. બાલ્યાવસ્થામાથી તેમના હૃદયમા કરૂણાની સ્નિગ્ધ ધારા પ્રવાહિત થઈ રહી હતી તેજ કરૂણાને લીધે તેમણે અનેક મનુષ્યોના કલ્યાણ કર્યા છે તેમને સુખી કર્યાં છે.

ળવાની સલાહ આપી. પરંતુ તેમની પાસે જવા રાજાનું મન આકર્ષાયું નહિ. અંતે રાજાએ રાજવૈદ્ય જીવકની સલાહ પૂછી. તેમણે રાજાને ભગવાન બુદ્ધનું શરણુ ગ્રહણુ કરવા ઉપદેશ આપ્યો. બુદ્ધદેવ તે વખતે વેણુવનમાં શિષ્યો સહિત બિરાજતા હતા. રાજા તેમની પાસે જઈ તત્ત્વજ્ઞાનનો ઉપદેશ સાંભળવા લાગ્યો. બુદ્ધદેવની રાજા ઉપર કૃપા થઈ. બુદ્ધદેવનો ઉપદેશ શ્રવણ કરવાથી રાજાનું અંતઃકરણ શાંત થયું. રાજા વિમલ શાંતિપૂર્વક રાજ્ય કરવા લાગ્યો અને તેજ વખતથી તેનો ક્રોધ, લોભ અને મોહ નષ્ટ થઇ શાંતિપૂર્વક પ્રજાપાલન કરવા લાગ્યો પ્રજાને સુખે સુખી થવાનું મહાસૂત્ર તેને મળવાથી પ્રજાને અનેક પ્રકારે સુખી કરવા લાગ્યો.

## ભિક્ષુણી.

એક વખત શ્રાવસ્તીપુર નગરમાં અન્નનો મ્હોટો દુષ્કાળ પડયો, નગરનાં અનેક મનુષ્યો અન્નકષ્ટથી અતિ દુઃખ પામવા લાગ્યાં. દુઃખી મનુષ્યોનો હાહાકાર ભગવાન બુદ્ધના સાંભળવામાં આવતાંજ તેમના હૃદયમાં કરૂણાનો પ્રબળ પ્રવાહ વહેવા લાગ્યો તેમનાં દુઃખ દૂર કરવા માટે તેઓ વ્યાકુળ થઈ ગયા. તેમણે પોતાના ધનસમ્પન્ન, ગુણજ્ઞ, આબરૂદાર શિષ્યોને બોલાવી ભુખ્યાં દુષ્કાળ પિડિત મનુષ્યોનાં દુઃખ દૂર કરવા આગેવાન થવા આજ્ઞા ફરમાવી પરંતુ ત્યાં હાજર રહેલા કોઈ પણ શ્રીમાન મહરથની આગેવાન થવાની હિમ્મત ચાલી નહિ. હજારો દુઃખીઓને પહોંચે એટલું અન્ન સંગ્રહ કરવાનુ કોઇ સાહસ કરી શકયું નહિ. એજ સમયે ત્યાં બેઠેલી કેટલીક સ્ત્રી શિષ્યામાંથી ભિક્ષુણી સુપ્રિયા નામક એક સ્ત્રી ઉભી થઈ. તેણે બુદ્ધદેવને બે હાથ જોડી હાથમાંનું ભિક્ષાપાત્ર તેમના ચરણ આગળ મુકી પ્રાર્થના કરી.

"ભગવાન્ ! આજ્ઞા આપો, આશીર્વાદ આપો. એ વિકટ વિપદ્ દૂર કરવાની શક્તિ આપો. આપની કૃપાથી હું ઘેરેઘેર ભિક્ષા માંગી દુષ્કાળ પિડિત મનુષ્યો માટે અન્નસંગ્રહ કરીશ."

બુદ્ધ ભગવાને તેને અનેક આશિર્વાદ આપ્યા. તેને મસ્તકે હાથ મૂકયો ચરણુ આગળ મુકેલું અન્નપાત્ર લઈ ભિક્ષુણી સુપ્રિયાના હાથમા આપતાં કહ્યુ·

"દેવિ ! તમારી મનકામના પૂર્ણ થાઓ. તમને બુદ્ધના આશિર્વાદ છે. જાઓ, અન્નભૂખથી પિડાતા જીવોને અન્નદાન કરી શાંતિ આપો "

બસ, ગુરૂદેવના આશિર્વાદ મળ્યા પછી બીજું શું જોઈએ ? ગુરૂદેવની શક્તિ પ્રાપ્ત થતાંજ તેનામાં અપૂર્વ બળ ઉત્પન્ન થયું. તેણે ઘેરઘેર ભિક્ષા માગવાનુ શરૂ કર્યું આ વખતે અનેક શ્રીમંતોએ સોના રૂપાની મોહોરોનો વરસાદ વર્ષાવ્યો અનેક ગૃહસ્થોએ અન્નના ગાડાં ભરી ભરીને ભિક્ષુણી સુપ્રિયાને સ્વાધિન કર્યા. સુપ્રિયાએ પણ અનેક બુદ્ધભિક્ષુણીઓની સહાયતાથી દુષ્કાળપિડિત જીવોને અન્નદાન આપી તેમનાં કષ્ટ દૂર કર્યા શ્રાવસ્તીપુરમાં સર્વત્ર શાંતિનું સામ્રાજ્ય સ્થાપિત કર્યુ.

જ્યોતિ નિકળવા લાગી. તે જ્યોતિ લુંટારાના હૃદયમાં ઉતરી ગઈ. એજ વખતે લુંટારાનું નિષ્ઠુર હૃદય , બુદ્ધદેવનું કરૂણા ભરિત મુખ જોઇને ગદ્દગદ્દ થઈ ગયું. બુદ્ધદેવના મુખમાંથી ઉપદેશ વચનો નિસરવા લાગ્યાં. તે સાંભળતાં જ લુંટારાનું હૃદય પલટાઇ ગયું. તેણે બે હાથ જોડી બુદ્ધદેવને પ્રણામ કર્યો. તેમના ચરણમાં મસ્તક મુકી પાપની ક્ષમા માગી. તેણે તે જ ક્ષણથી લોકોને લુંટવાનું કાર્ય ત્યાગ કર્યું અને બુદ્ધદેવના ભિક્ષુ સંઘમાં પ્રવેશ કર્યો. એક વખતનો લુંટારો એક ક્ષણમાં સાધુ બની ગયો. ભગવાનબુદ્ધની અપાર કરૂણાનો આવો અતિ પ્રબળ પ્રભાવ હતો.

## મહારાણી-સન્યાસિની.

ભગવાન બુદ્ધદેવ યતિ શિષ્યો સહિત વેણુવનના વિહારગૃહમાં નિવાસ કરતા હતા. તે સમયે એક દિવસ મહારાણી ક્ષેમા બહુમૂલ્ય વિચિત્ર વસ્ત્રાભૂષણથી સજ્જ થઈ ભ્રમણ કરતી કરતી તે વિહારગૃહમાં ઉપસ્થિત થઇ. રાણી ક્ષેમા વિલાસપરાયણ હતી. તેને પોતાના રૂપ સૌંદર્યનો અહંકાર હતો, બુદ્ધદેવના સમિપ જતાં જ તેઓ રાણીનો રૂપઅહંકાર સમજી ગયા રાણીને એક આસન પર બેસાડી તેનું સન્માન કર્યું પછી ધીમે ધીમે તેમણે ઉપદેશ વચનો કહેવા માડયા મનુષ્યનું રૂપ, લાવણ્ય, વસ્ત્રાલંકાર એ સર્વ ક્ષણિક છે, વિલાસ-વૈભવ એ નાશવંત છે. મૃત્યુ તો ક્ષણે ક્ષણે મનુષ્યનો ગ્રાસ કરવા તત્પર થઈ રહ્યુ છે, યૌવન પછી વૃદ્ધાવસ્થા અને વૃદ્ધાવસ્થાની સાથેજ અનેક વ્યાધિઓ ઉત્પન્ન થયા વગર રહેતાજ નથી અને વ્યાધિગ્રસ્ત મનુષ્ય મૃત્યુ પામ્યા વગર પણ રહેતો નથી. બુદ્ધદેવના મુખમાથી નિસરતા અમૃતમય ઉપદેશથી રાણીને જ્ઞાન થયુ. સાંસારિક સુખોની અસારતા, રૂપલાવણ્યની ક્ષણિક્તા અને વિલાસ વૈભવ તેમજ દ્રવ્યની ક્ષણિક સ્થિતિ તેના સમજવામાં આવી રાણીને જ્ઞાન થયુ. ત્યાગ અને વૈરાગ્યની વિમલ ભાવના રાણીના

હૃદયમાં ઉત્પન્ન થઇ. તેણે તુરતજ અશ્રુભરિત નેત્રે ભગવાન બુદ્ધ-
દેવના ચરણમાં આત્મ સમર્પણ કર્યું અને વસ્ત્રાભૂષણ ત્યાગ કરી,
ભીક્ષુણીના સંઘમાં પ્રવેશ કરવાની પ્રાર્થના કરી. રાણીના હૃદયમાં
સર્વ પ્રકારે જ્ઞાન ઉત્પન્ન થયેલું જોઈ બુદ્ધદેવે તેના ઉપર
કૃપા કરી. રાણી પોતાના પતિદેવની આજ્ઞા લઈ સન્યાસિની બની
ગઇ અને ત્યાગ તથા સેવાવ્રત માટે જીવન અર્પણ કર્યું.

## બુદ્ધદેવના અવસાન સમયના પ્રસંગ.

બુદ્ધદેવના અવસાન સમયના ઘણા પ્રસંગો પ્રસિદ્ધ છે.
તેમાંના બે પ્રસંગ આ સ્થળે લખવા ઉચિત જણાય છે.

૧

ગૌતમ બુદ્ધ વ્યાધિગ્રસ્ત થઇ રોગાતુર થયા હતા. એ વખતે
એક શિષ્ય પોતાની શંકાના સમાધાન માટે તેમની પાસે જવા
ઇચ્છતો હતો. બુદ્ધના પટ્ટ શિષ્ય આનન્દે તેને તેમની પાસે જવાની ના
પાડી. આનન્દે તેને કહ્યું કે હમણા બુદ્ધદેવ અંતીમ સેવા પર છે,
તેમને અતિશય શારીરિક વેદના થાય છે એવી સ્થિતિમાં તેમને શંકા
પૂછી વિશેષ વ્યાધિગ્રસ્ત કરવા યોગ્ય નહિ. પેલા શિષ્યને સંતોષ
થયો નહિ. બુદ્ધદેવની શૈયાની બાજુના ઓરડામાં બન્ને શિષ્યો વાત-
ચિત કરતા હતા તેમ છતાં તે બુદ્ધદેવે સાંભળ્યું. તેમણે આનન્દને

આનન્દે બુદ્ધદેવની આજ્ઞા સાંભળતાં જ તે શિષ્યને તેમની પાસે મોકલ્યો આ વખત બુદ્ધદેવ સખ્ત વ્યાધિગ્રસ્ત હતા મૃત્યુ તેમની વાટ જોઈ રહ્યું હતું છતાં તેમણે નવાગત શિષ્યની શંકાનું સમાધાન કરી શિષ્ય શાંત થયો.

(૨) બીજો પ્રસંગ પણ સાધારણ રીતે બને છે તેવો જ છે. બુદ્ધદેવને મૃત્યુ શય્યા પર પડેલા જોઈ સર્વ શિષ્યો સાથે આનન્દ પણ ગુરૂદેવના વિરહથી વ્યાકુળ થયો. તેનું મ્હો ફિક્કુ થઈ ગયું તે શોકાતુર ચ્હેરે બુધ્ધદેવના મ્હામુ જોઈ રહ્યો હતો. બુધ્ધદેવે કહ્યું

“ પ્રિય આત્મા ! આ જગતમાં કોણ મરે છે અને કોણ જીવે છે તેની હજી ત્હને ખબર નથી? આત્મા તો અમર છે. તે મરતોજ નથી. પંચભૂતનું શરીર પંચભૂતમાં મળી જાય છે તેને મૃત્યુ કહે છે. આ મ્હારા શરીરનું પણ તેમ જ થશે. શરીર તો ગમે ત્યારે ચાલ્યુંજ જવાનું છે પણ આત્મા અજર અમર છે. એ શરીરનો વિયોગ થતાં દુઃખ શા માટે? શોક શા માટે? મૃત્યુ થવા છતાં મ્હારો આત્મા તમારાથી વિખુટો પડવાનો નથી તે આત્મા તો હમેશા તમારી સાથે જ છે. જ્યાં સુધી આ શરીરની આવશ્યક્તા હતી ત્યાં સુધી તે તમારી પાસે રહ્યું હવે તેની આવશ્યક્તા નથી તેથી તે આ સંસાર છોડી જાય છે. હવે મ્હને રજા આપો તમને અને મ્હારા શિષ્યોને મ્હારા શરીરના વિયોગથી જરા પણ દુઃખ થવું જોઈએ નહિ. શોક અને મોહથી મુક્ત હોય તેજ સંપૂર્ણ જ્ઞાની કહેવાય છે તમે સર્વ જ્ઞાની છો. શોકનો ત્યાગ કરો, અને ભવિષ્યમાં તમારે જે પવિત્ર કાર્ય કરવાનું છે તે તરફ લક્ષ્ય રાખો એ જ તમારો સત્યધર્મ છે”

હૃદયમાં ઉત્પન્ન થઇ. તેણે તુરતજ અશ્રુભરિત નેત્રે ભગવાન બુદ્ધદેવના ચરણમાં આત્મ સમર્પણ કર્યું અને વસ્ત્રાભૂષણ ત્યાગ કરી, ભીક્ષુણીના સંઘમાં પ્રવેશ કરવાની પ્રાર્થના કરી. રાણીના હૃદયમાં સર્વ પ્રકારે જ્ઞાન ઉત્પન્ન થયેલું જોઇ બુદ્ધદેવે તેના ઉપર કૃપા કરી. રાણી પોતાના પતિદેવની આજ્ઞા લઈ સન્યાસિની બની ગઇ અને ત્યાગ તથા સેવાવ્રત માટે જીવન અર્પણ કર્યું.

## બુદ્ધદેવના અવસાન સમયના પ્રસંગ.

બુદ્ધદેવના અવસાન સમયના ઘણા પ્રસંગો પ્રસિદ્ધ છે. તેમાંના બે પ્રસંગ આ સ્થળે લખવા ઉચિત જણાય છે.

૧

ગૌતમ બુદ્ધ વ્યાધિગ્રસ્ત થઇ શૈયાવશ થયા હતા. એ વખતે એક શિષ્ય પોતાની શંકાના સમાધાન માટે તેમની પાસે જતા ઇચ્છતો હતો. બુદ્ધના પટ્ટ શિષ્ય આનન્દે તેને તેમની પાસે જવાની ના પાડી. આનન્દે તેને કહ્યું કે, હમણાં બુદ્ધદેવ અંતીમ શૈયા પર છે, તેમને અતિશય શારીરિક વેદના થાય છે. એવી સ્થિતિમાં તેમને શંકા પૂછી વિશેષ વ્યાધિગ્રસ્ત કરવા યોગ્ય નહિ. પેલા શિષ્યને સંતોષ થયો નહિ. બુદ્ધદેવની શૈયાની બાજુના ઓરડામાં બન્ને શિષ્યો વાતચિત કરતા હતા તેમ છતાં તે બુદ્ધદેવે સાંભળ્યું. તેમણે આનન્દને બોલાવી કહ્યું કે:

"કોઇપણ મનુષ્યની શંકાનું સમાધાન કરવું એ મારૂં કર્તવ્ય કર્મ છે અને એજ મારો ધર્મ છે. કોઈ પણ જીવને અસંતોષ આપવો એ મ્હારો ધર્મ નથી. મ્હારૂં શરીર પંચત્વ પામે તે પહેલાં કોઇ પણ મનુષ્યની શંકાનું સમાધાન કરવાથી જ મ્હને વિશેષ સુખની પ્રાપ્તિ થશે, તો જ મ્હારી શાંતિ જળવાઈ રહેશે, માટે તેમને તુરત જ મ્હારી પાસે મોકલો."

આનન્દે બુદ્ધદેવની આજ્ઞા સાંભળતાં જ તે શિષ્યને તેમની પાસે મોકલ્યો. આ વખત બુદ્ધદેવ સખ્ત વ્યાધિગ્રસ્ત હતા. મૃત્યુ તેમની વાટ જોઈ રહ્યું હતું છતાં તેમણે નવાગત શિષ્યની શંકાનું સમાધાન કર્યું. શિષ્ય શાંત થયો.

(૨) બીજો પ્રસંગ પણ સાધારણ રીતે બને છે તેવો જ છે. બુદ્ધદેવને મૃત્યુ શય્યા પર પડેલા જોઈ સર્વ શિષ્યો સાથે આનંદ પણ ગુરૂદેવના વિરહથી વ્યાકુળ થયો. તેનું મ્હો ફિક્કું થઈ ગયું. તે શોકાતુર ચહેરે બુધ્ધદેવના સ્હામું જોઈ રહ્યો હતો. બુધ્ધદેવે કહ્યું

"પ્રિય આત્મા! આ જગતમાં કોણ મરે છે અને કોણ જીવે છે તેની હજી ત્હને ખબર નથી? આત્મા તો અમર છે. તે મરતોજ નથી. પંચભૂતનું શરીર પંચભૂતમાં મળી જાય છે તેને મૃત્યુ કહે છે. આ મ્હારા શરીરનું પણ તેમ જ થશે. શરીર તો ગમે ત્યારે ચાલ્યુંજ જવાનું છે પણ આત્મા અજર અમર છે. એ શરીરનો વિયોગ થતાં દુઃખ શા માટે? શોક શા માટે? મૃત્યુ થવા છતાં મ્હારો આત્મા તમારાથી વિખુટો પડવાનો નથી. તે આત્મા તો હમેશાં તમારી સાથે જ છે. જ્યાં સુધી આ શરીરની આવશ્યકતા હતી ત્યાં સુધી તે તમારી પાસે રહ્યું. હવે તેની આવશ્યકતા નથી. તેથી તે આ સંસાર છોડી જાય છે. હવે મ્હને રજા આપો. તમને અને મ્હારા શિષ્યોને મ્હારા શરીરના વિયોગથી જરા પણ દુઃખ થવું જોઈએ નહિ. શોક અને મોહથી મુક્ત હોય તેજ સંપૂર્ણ જ્ઞાની કહેવાય છે. તમે સર્વ જ્ઞાની છો. શોકનો ત્યાગ કરો, અને ભવિષ્યમાં તમારે જે પવિત્ર કાર્ય કરવાનું છે તે તરફ લક્ષ્ય રાખો. એ જ તમારો સત્યધર્મ છે."

## પ્રકરણ ૧૦ મું.

### ઉપસંહાર.

यत्किंचित् जगतो दुःखं तत् सर्वं मयि पच्यताम् ।
बोधिसत्त्व शुभैः सर्वैः जगत् सुखितमस्तु च ॥

ઉપરોક્ત સૂત્ર બૌદ્ધધર્મનું મુખ્ય વિશેષત્વ છે. નિર્વાણ એજ બૌદ્ધ ધર્મનું ધ્યેય છે. તેને અનુસરીને જ ગૌતમબુદ્ધે બૌદ્ધધર્મનાં સિદ્ધાંતનો પ્રચાર કર્યો છે. એ કાર્ય સંબંધી કંઈક વિચાર કરવો આવશ્યક છે. બૌદ્ધભિક્ષુ નિર્વાણ પ્રાપ્ત કરવા માટે જે એક માર્ગ દર્શાવે છે તેને પ્રતીત્યસમુત્પાદતત્ત્વ કહે છે. અવિદ્યાદ્વારા સંસ્કાર, સંસ્કારદ્વારા વિજ્ઞાન, વિજ્ઞાનદ્વારા નામરૂપ, નામરૂપદ્વારા ષડાયતન, ષડાયતનદ્વારા સ્પર્શ, સ્પર્શદ્વારા વેદના, વેદનાદ્વારા તૃષ્ણા, તૃષ્ણાદ્વારા ઉપાદાન, ઉપાદાનદ્વારા ભવ, ભવદ્વારા જાતિ અને જાતિદ્વારા જરા મરણ આદિ દુઃખ ઉત્પન્ન થાય છે. આ ક્રમ પ્રમાણે દુઃખનું મૂળ શોધવાની બૌદ્ધ ધર્માનુયાયીઓની કલ્પના છે. દુઃખ અને જાતિમાં

અવસ્થાનું કારણ અવિદ્યા જ છે એવો તેમનો અભિપ્રાય છે. એ અવિદ્યા નાશ કરવાનો પ્રયત્ન કરવો એજ બૌધ્ધ ભિક્ષુઓનું કર્તવ્ય છે. બૌધ્ધદર્શન શાસ્ત્રમાં દુઃખ, દુઃખની ઉત્પત્તિ, દુઃખનો નાશ અને દુઃખ નાશ કરવાનો ક્રમપૂર્વક વિચાર કરવામાં આવ્યો છે. તેમાં દુઃખનો નાશ કરવા માટે અષ્ટાંગિક માર્ગ દર્શાવ્યા છે. સમ્યક્દષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાક્, સમ્યક્ કર્મ, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ અને સમ્યક્ સમાધિ. એ અષ્ટાંગ માર્ગ છે. જગતમાં જેટલા ધર્મ પ્રચલિત છે તે બે પ્રકારના છે. કેટલાક પ્રવૃત્તિમૂલક અને કેટલાક નિવૃત્તિમૂલક છે. બૌધ્ધધર્મ એ નિવૃત્તિમૂલક છે. વાસનાઓનો નિરોધ કરવો અર્થાત્ તેનો ક્ષય કરવો એ બૌધ્ધધર્મી ભિક્ષુઓનો મુખ્ય અભ્યાસ છે. કારણ કે વાસનાનો ક્ષય થયા સિવાય શાંતિ પ્રાપ્ત થતી નથી એજ તેમનો અભિપ્રાય છે. બૌધ્ધધર્મનો બીજો મુખ્ય સિધ્ધાંત અહિંસા છે. મનુષ્યદ્વારા ક્ષુદ્ર કીટ કૃમિનો નાશ થાય નહિં, તે માટે બૌધ્ધધર્મ માનનારા મનુષ્યો અતિશય કાળજી રાખે છે. તેમ છતાં માંસાન્નનો નિષેધ કોઈપણ શાસ્ત્રસૂત્રમાં જોવામાં આવતો નથી તેથી કંઈક આશ્ચર્ય થાય છે! * તેમના ધર્મનો ત્રીજો સિધ્ધાંત બીજા જીવો પ્રત્યે પરોપકાર કરવો એ છે. બૌધ્ધ ધર્મી મનુષ્યે પોતે બને તેટલું દુઃખકષ્ટ સહન કરવું પરંતુ અન્ય જીવો પ્રત્યે પરોપકાર કરવાની તક કદી પણ ગુમાવવી જ નહિ એવી બુધ્ધ ભગવાનની આજ્ઞા છે. એ ત્રણ આજ્ઞા બૌધ્ધ ધર્મના અનુયાયીઓને માટે જ છે એમ નથી. એ આજ્ઞા તો પ્રત્યેક ધર્મસંપ્રદાયના ગ્રંથોમાં અને પ્રત્યેક ધર્માચાર્યોના ઉપદેશામૃતમાં ઉપદિષ્ટ હોવાથી તે આજ્ઞા પ્રત્યેક મનુષ્યે પોતાના આચરણમાં ઉતારવી, તે આજ્ઞાનું સંપૂર્ણ રીતે પાલન કરવું

* બૌદ્ધધર્મમાં અહિંસાનો ઉપદેશજ એવો છે કે કોઇ જીવની હિંસા કરવી નહિ. કોઇ જીવની હિંસા ન થાય તો પછી માસાન્નનો નિષેધ હોય કે નહિં તો પણ માસાન્ન ખાવું જ નહિ એમ જ સમજવું જોઇએ.

લેખક.

એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. એ ત્રણે આજ્ઞા અમૂલ્ય ઉપદેશામૃત છે. એ અમૃતનું પાન કરનાર જીવાત્મા અમરપદને પ્રાપ્ત કરે એમ છે.

બૌદ્ધધર્મનું સ્થૂલ સ્વરૂપ એજ છે. હવે બૌદ્ધકાલિન પ્રસિદ્ધ સ્થળ સંબંધી થોડું વિવેચન કરવું ઉચિત છે. ભગવાન્ ગૌતમબુદ્ધનું શબ દહન કર્યા પછી તેનાં અસ્થિ–ભસ્મ ગંગાજીમાં નહિં પધરાવતાં મહાપુરૂષના સ્મરણ ચિહ્ન તરીકે સુરક્ષિત રાખવાની ઇચ્છા તેમના મુખ્ય શિષ્યોએ પ્રદર્શિત કરી તેથી સર્વ શિષ્યોએ તે અસ્થિ–ભસ્મ થોડાં થોડાં વહેંચી લીધાં. તે પછી તે વખતના બૌદ્ધધર્માનુયાયી રાજાઓએ બૌદ્ધશિષ્યોની આજ્ઞાથી બૌદ્ધનાં અસ્થિ–ભસ્મ મેળવી તેના ઉપર જૂદે જૂદે સ્થળે સુંદર મંદિરો બંધાવ્યાં. અનેક પ્રાચીન પ્રવાસીઓના પ્રવાસ વર્ણનોમાંથી તે સંબંધી ઉલ્લેખ મળી આવે છે. પરંતુ તે મંદિરો કોઇ સ્થળે ઉપલબ્ધ ન હોવાથી જિજ્ઞાસુ અને શોધક વિદ્વાનો અતિ આતુર નેત્રે તેની તપાસ કરતા હતા. કેટલાક વિદ્વાનો તો એમ પણ કહેતા હતા કે તે સર્વ અસત્ય છે પરંતુ થોડા દિવસ પૂર્વે પેશાવરમાં એજ અસ્થિ–ભસ્મ મળી આવવાથી તે સમયના ઇતિહાસને યોગ્ય પુષ્ટિ મળે છે. તે સમયે પેશાવરનું નામ પુરૂષપૂર હતું. ત્યાં કનિષ્ક નામક રાજા રાજ્ય કરતો હતો. તે રાજાને બુદ્ધના પંચત્વ પછી ઘણે વર્ષે તે અસ્થિ–ભસ્મ એક બુદ્ધ ભિક્ષુ પાસેથી મળી આવતાં તેણે એક સુંદર સમાધિ મંદિરમાં તેની સ્થાપના કરી. ત્યાં એક ભવ્ય અને સુંદર મંદિર બાંધ્યું હતું. ઇસુખ્રિસ્તના મૃત્યુ પછી જે બૌદ્ધધર્મના ચીનનિવાસી પ્રવાસીઓ હિંદુસ્થાનમાં આવ્યા હતા, તેમના પ્રવાસ વર્ણનમાં એ મંદિરનો ઉલ્લેખ પ્રકટ થયો હતો. પરંતુ મહંમદગિઝનીએ હિંદુસ્થાન પર ચઢાઈ કરી, તે વખતે તેણેજ એવાં અનેક મંદિર તોડી નાંખેલાં હોવાથી તે મંદિરોનો કોઇને પત્તોજ લાગતો નથી, તેમ છતાં થોડા દિવસ પૂર્વે સરકારની સહાયતાથી પ્રાચીન વસ્તુ–સંશોધક મંડળે એ મંદિરો ગોધી કાઢવાનું કામ પોતાના

હાથમાં લીધું. તેમણે પ્રાચીન ઇતિહાસને આધારે ખોદકામ કરતાં તે મંદિર અને મંદિરના અવશેષ શોધી કાઢયા છે. તે મંદિર એકસોનેવું હાથ પહોળું હોવાથી તેટલાજ પ્રમાણમાં લાંબુ અને ઉચ્ચ છે. એ મંદિરના ભગ્ન સ્તંભ એટલા બધા ઉંચ્ચ અને જાડા છે કે તે જોતાંજ સર્વને આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. તે સ્થળેથી મ્હોટાં વિશાળ માટીનાં વાસણ પણ મળી આવ્યાં છે અને તેના ઉપર પાલી ભાષામાં કંઇક અક્ષરો લખેલા છે. એ મંદિરની નીચેના ભાગમાં ઉંડુ ખોદકામ કરતાં પત્થરની એક આકૃતિ જેવું સમાધિસ્થાન જોવામાં આવ્યું. તેને ખોદી જોતાં સંશોધક મંડળની કલ્પના પ્રમાણે એક વ્યવસ્થિત ગોઠવેલો કરંડક જોવામાં આવ્યો. કેટલાંએ વર્ષથી તે સ્થળે કરંડક મુકેલો હોવાથી તેનો રંગ બદલાઇને માટી જેવો જણાતો હતો પરંતુ તેને સાફ કરી તપાસતાં તે તાંબુ અને પિત્તળમિશ્રિત ધાતુનો જણાયો. તેના ઉપર સુંદર કોતરકામ કરેલું છે. એ કોતરકામ તે સમયના ગ્રીક કારીગરોનું છે અને તેનું નામ પણ કરંડક ઉપર કોતરેલું છે એ કરંડકની ઉપરની બાજુએ પુષ્કળ પાંખડીઓવાળું કમળ તૈયાર કરેલું છે. તેના મધ્યભાગમાં બુદ્ધની મૂર્તિ અને એક બાજુ બ્રહ્મા અને બીજી બાજુ ઇન્દ્રની મૂર્તિઓ છે. તે કરંડક ઉઘાડતાંજ તેમાંથી સ્ફટિકનો એક સ્વચ્છ ગોળો મળી આવ્યો. તે ગોળો પોલો છે અને તેનું મુખ માટીથી બંધ કરેલું છે. એ માટી પર હાથીની આકૃતિની મોહર મારેલી હતી. એ પરથી એમ સાબિત થયું છે કે તે મંદિર કનિષ્કે બંધાવેલું હોવું જોઇએ કારણ કે કનિષ્ક રાજ્યના સિક્કા હાથી છાપના હતા. ગોળાના મુખપરથી માટી કાઢી નાંખતાં તેમાંથી થોડી ભસ્મ અને અસ્થિના ચાર કટકા પ્રાપ્ત થયા સરકારે તે ભસ્મ અને અસ્થિના કટકા બ્રહ્મદેશના બૌદ્ધ મંદિરમાં મોકલી દીધા હોવાનું સર્વત્ર પ્રસિદ્ધ છે.

અસ્થિ-ભસ્મ કરતાં બુદ્ધનાં દાંતનો ઇતિહાસ ઘણો આશ્ચર્યકારક

છે સિદ્ધાર્થ—ગૌતમ—બુદ્ધને અગ્નિદાહ કર્યો પછી તેના અસ્થિ—ભસ્મ એકત્ર કરતી વખત તેનો એક દાંત બુદ્ધના એક શિષ્યને મળી આવ્યો તેણે તે દાંત કલિંગદેશના દંતપુરના રાજાને આપ્યો તે રાજા બૌદ્ધ ધર્મ પાલન કરતો હોવાથી તેના રાજ્યમંડળમાં તે બુદ્ધદંત આશરે વર્ષ પર્યંત રહ્યો હતો કેટલાક સમય પછી દક્ષિણના પાંડુ નામક રાજાએ કલિંગદેશ પર સ્વારી કરી દંતપુરનો સર્વ દ્રવ્ય ભંડાર લુંટી લીધો તે વખત એ દાંત દક્ષિણમાં આવ્યો પરંતુ રાજાને કેટલુંક નુકશાન થવાથી તેણે તે દાંત અશુભસૂચક સમજી દંતપુરના રાજાને પાછો મોકલી દીધો આ બનાવને ઘણાં વર્ષ વિત્યા પછીથી સમાજમાં એવી દંતકથા પ્રચલિત થઇ કે જે રાજા પાસે એ દાંત હશે તેને સાર્વભૌમત્વ પ્રાપ્ત થશે આ ભ્રમણાત્મક દંતકથા ઉપર શ્રદ્ધા રાખી અનેક રાજાઓએ દંતપુર ઉપર ચડાઇઓ કરી અંતે એક રાજા ચડાઇમાં વિજય મેળવશે એમ જાણી દંતપુરની રાજકન્યાએ તે દાંત પોતાના માથાની વેણીમાં ગુંથી સંતાડી દીધો અને તે પોતાના પતિ સહિત જળમાર્ગે લંકા ચાલી ગઈ એ સમયે લંકામાં બૌદ્ધધર્મનો ઘણો પ્રચાર થયો હતો એ પ્રમાણે એ દાંત આસરે ઈ. સ. ૩૧૦ માં લંકા ગયો તે સમયના લંકાધિપતિ રાજા કીર્તિશ્રી મેઘવર્ણે દંતપુર રાજકન્યાનો ઘણો સત્કાર કર્યો અને અનુરાધાપુર સ્થાને એક મંદિરમાં તે દાંત મુકવામાં આવ્યો પ્રથમ તો લંકાના જનસમાજમાં એ દાંત માટે વિશેષ આશ્ચર્ય જણાયું નહિ પરંતુ જેની પાસે એ દાંત હોય છે તે સાર્વભૌમ ભૂપતિ થાય છે એવી દંતકથા સાંભળવામાં આવી ત્યારે તે દાંત ચોરી જવા અને પરસ્પર યુદ્ધ કરવા તેઓ તૈયાર થયા એક રાજા પાસેથી બીજા રાજાના હાથમાં જતા જતા તે દાંત ઇ સ ૧૩૧૪ ના અરસામાં દક્ષિણના પાંડ્ય નામક રાજાના હાથમાં આવ્યો એ રાજા હિંદુ હતો તેણે તે દાંત મદુરામાં રાખ્યો હતો કેટલાક સમય પછી લંકાના પરાક્રમબાહુ નામક રાજાએ પાંડ્ય રાજાને વિનંતિ કરી તે દાંત લંકામાં મંગાવ્યો અને ઈ સ ૧૩૧૯

માં તે દાંત હસ્તિશૈલપુરમાં મૂકયો. તે પછી પોર્ટુગીજ લોકોએ લંકામાં પ્રવેશ કર્યો. તેમને પણ તે દાંત મેળવવાનો લોભ લાગ્યો. તેમનો હેતુ તે દાંતનો નાશ કરવાનો હતો. એ સમયે જાફનાના હિંદુ રાજાએ બૌદ્ધ ધર્મ માટે કંઈક ચાતુર્યનો ઉપયોગ કર્યો કરી એક જૂઠો દાંત પોર્ટુગીજ લોકોને સ્વાધિન કર્યો અને સાચો દાંત સાચવી રાખવા એક બૌદ્ધભિક્ષુને આપ્યો. પોર્ટુગીજ લોકો એ ખોટો દાંત ગોવા લઈ ગયા અને અભિમાનપુર્વક તેને બાળી નાંખ્યો. તે પછી લંકાના કેટલાક રાજાએ રોમનકેથોલિક ધર્મ સ્વીકાર્યો. તેમની રાજસત્તા હતી ત્યાં સુધી બુદ્ધદંત પ્રકટ થયો નહિ. પરંતુ ઈ. સ. ૧૫૮૯ માં વિમલચંદ્ર નામક એક બૌધ્ધધર્માનુયાયી રાજા રાજગાદી પર આવ્યો. ત્યારે સાચો દાંત પેલા બૌધ્ધભિક્ષુએ રાજાને સ્વાધિન કર્યો. રાજાએ કેંડી શહેર નજીક માલિગામ નામક ગ્રામમાં એક અતિ સુંદર મંદિર બંધાવી, સર્વ જનસમાજના દર્શન માટે એક સુવર્ણ કલશમાં તે દાંત મૂકયો. પ્રથમ એ દાંત તદ્દન ખુલ્લો મૂકયો હતો પરંતુ બેચાર વખત તે ચોરવાનો પ્રયત્ન થયાનું જાણવામાં આવતાં એક રાજાએ સાત સુવર્ણ કલશમાં પૂરતા બંદોબસ્ત સાથે તે બુદ્ધ દાંત ગોઠવવાની વ્યવસ્થા કરી. ત્યારથી અદ્યાપિ પર્યંત તે દાંત તેવી જ સ્થિતિમાં રહ્યો છે. આટલાં બધાં વર્ષ પર્યંત સાચવી રાખેલો દાંત સિલોન જનાર પ્રવાસીઓને જોવાની ઈચ્છા થાય એ સ્વાભાવિક છે, પરંતુ ઘણું થોડાં મનુષ્યોની ઈચ્છા પરિપૂર્ણ થઈ છે. ત્યાંના મંદિર સંરક્ષક, મુખ્ય ધર્માધિકારી અને યુરોપિયન અમલદાર એ ત્રણની સમ્મતિ મળે તેને જ દાંતનાં દર્શન થાય છે. જે મંદિરમાં એ દાંત મૂકવામાં આવ્યો છે તે મંદિર જોવાની સર્વને પરવાનગી મળે છે. સિલોન જનાર પ્રત્યેક પ્રવાસીએ તે સુંદર મંદિર જોવા લાયક છે. મંદિરના સિંહદ્વાર ઉપર નીચે પ્રમાણે એક શ્લોક લખેલો છે.

सर्वज्ञ यत्रसरसीरुहराजहंसं । कुन्देन्दुसुंदररुचिं सुरवृन्दवंद्यं । सद्धर्मचक्र सहजं जनपारिजातं । श्रीदंतधातुममलं प्रणमामि भक्तया ॥

મંદિરના ગભારામાં ચાંદીનો એક મ્હોટો ચતુષ્કોણુ બાજઠ ગોઠવ્યો છે. તેની આસપાસ નીચેથી ઉપર સુધી મજબૂત કઠેરો બનાવ્યો છે. તેનાં દ્વાર હંમેશાં બંધ રહે છે. બાજઠ ઘણો મ્હોટો છે છતાં તે અતિ સુંદર છે. બાજઠ ઉપર વગાડવાના ઘંટના આકારનો સુવર્ણનો મ્હોટો અને સુંદર કારીગીરી સહિત એક કરંડક (ડબ્બો) મૂકેલો છે. તે કરંડકમાં અનેક તેજસ્વી હિરા માણિક્ય જડેલાં છે. તે હંમેશાં ચળકયા કરે છે. કરંડકમાં બુધ્ધનો દંત મુકયો છે, પરંતુ કરંડક ઉઘાડતાં જ તે જોઈ શકાય એમ નથી. કારણુ કે તેમાં એક પછી એક એમ છ કરંડક છે. તેમાં છેવટના ન્હાના કરડકમાં બુધ્ધદંત છે. પ્રત્યેક કરંડક રત્નજડિત સુવર્ણનો છે. છેક ન્હાનો કરંડક એક ફુટ ઉંચો અને તેનો વ્યાસ દશ ઈંચ છે. તે પરથી સહજે કલ્પના થઈ શકે છે કે. સૌથી મ્હોટો કરંડક કેટલો મ્હોટો હશે તેમજ તેમાં કેટલી કિંમતનુ સુવર્ણ અને રત્નોનો ઉપયોગ થયો હશે. સૌથી ન્હાના કરંડકમાં સુવર્ણના કમળમાં બુદ્દદંત મૂકેલો છે. બૌધ્ધધર્મના અનુયાયીઓની પેઠે જ હિંદુ અને મુસલમાનો પણુ તેના પ્રત્યે ભકિતભાવ દર્શાવે છેઃ કારણુ કે એ દાંત હિંદુઓ હનુમાનજીનો અને મુસલમાનો હજરત મહંમદ પેગંબર સાહેબનો માને છે. વળી કેટલાક તેને બુધ્ધનો દંત નહિ પણુ એક બનાવટી સ્ફટિકનો કટકો સમજે છે!

બૌધ્ધ ધર્મના અનુયાયીઓ તીર્થયાત્રા કરવી એ મ્હોટું પુણ્યકૃત્ય સમજે છે. તેમના મુખ્ય તીર્થ બોધિવૃક્ષ, બુધ્ધગયા, કપિલવસ્તુ, સારનાથ, રાજગૃહ, પાટલીપુત્ર, નાલંદ, કુશીનગર, અને સિંહલદ્વીપ છે.

બોધિવૃક્ષ—સિધ્ધાર્થને જે વટવૃક્ષ નીચે સિદ્ધિ પ્રાપ્ત થઈ તેને બોધિવૃક્ષ કહે છે. એ વૃક્ષ બુધ્ધગયામાં અમરસિંહના મંદિર નજીક પશ્ચિમ દિશામાં છે. એ વૃક્ષ તે સમયનું નહિ પણ તેની એક શાખામાંથી ઉત્પન્ન થયું છે. ઇસ્વીસન પૂર્વે ત્રણસે વર્ષ પહેલાં લંકાના રાજા મહેન્દ્રની ભગિની સંઘમિત્રે બોધિવૃક્ષની એક શાખા સિંહલદ્વીપના અનુરાધાપુરમાં રોપી હતી તેમાંથી અનેક શાખાઓ લઈ પ્રત્યેક બૌદ્ધવિહાર નજીક રોપવામાં આવી. તેમાંથી મ્હોટાં વટવૃક્ષ ઉત્પન્ન થયાં છે. એ સર્વ વૃક્ષોને બૌધ્ધધર્મના ભકતો અતિ પવિત્ર માને છે.

બુદ્ધ ગયા—એ બૌદ્ધધર્મ ભક્તોનું પ્રધાન તીર્થ છે. જે સ્થળે ગૌતમે અનેક દિવસ પર્યંત તપશ્ચર્યા કરી તે જનસમાજના જાણવામાં આવે એ ઉદ્દેશથી રાજા અશોકે ત્યાં એક સુંદર મંદિર બંધાવ્યું છે. તે અત્યારે પણ ઉત્તમ સ્થીતિમાં છે. એ મંદિરની રચના હિંદુ પ્રમાણે છે અને ત્યાં સર્વ પૂજન અર્ચન વિધિ હિંદુ ધર્મ પ્રમાણે જ થાય છે. એમ હોવાથી બુદ્ધધર્મ-ભકતોને ઘણો ઉદ્દેગ થાય છે અને તેઓ હિંદુ ધર્મને જ દોષ દે છે! આ સ્થાન ગયાજી નજીક હોવાથી એને બુદ્ધગયા કહે છે. બૌદ્ધધર્મ મૂર્તિ પૂજાથી વિરૂદ્ધ છે પરંતુ તે મંદિરમાં અનેક મૂર્તિયો છે તેની નિત્ય પૂજા થાય છે. એ કારણથી જ પુષ્કળ હિંદુઓ તેને પોતાનું મંદિર જ સમજે છે. એ ક્ષેત્ર નજીક રેણુ નામક એક વિશાળ નદી વહન થાય છે, પરંતુ તેમાં પાણી ઘણું થોડું જ હોય છે.

કપિલવસ્તુ—એ નગર ગૌતમ બુદ્ધનું જન્મસ્થાન છે. તેથી એને સાધારણ રીતે જ પવિત્ર માનવામાં આવે છે. એ ગામ હમણાં બુઈલા નામક ગામથી પ્રસિધ્ધ છે અને કાશી ક્ષેત્રથી એકસો ત્રીશ માઈલને અંતરે ઉત્તરમાં રોહિણી નામક નદીને કિનારે છે. એ શહેર કપિલ મુનીના ઇક્ષ્વાકુ વંશના એક શિષ્યે વસાવી તે શહેરને પોતાના

ગુરુનું નામ આપ્યું છે. ગૌતમ બુદ્ધ જીવિત હતા તે વખતે જ કૌશલ દેશના રાજા પ્રસન્નજિતે પોતાના પુત્રને કપિલવસ્તુ નગર જીતવા મોકલ્યો હતો. તેણે કપિલવસ્તુ નગરનો નાશ કર્યો છે. એ શહેર નજીક એક ન્હાના ભુઈલા નામક ગામડાને કપિલવસ્તુ કહેવામાં આવે છે.

આ પ્રમાણે જ સારનાથ, રાજગૃહ, પાટલીપુત્ર, નાલંદ, કુશીનગર અને સિંહલદ્વીપ એ સર્વ બૌદ્ધ સમ્પ્રદાયના પવિત્ર તીર્થ સ્થાન છે.

બૌદ્ધધર્મના અનુયાયીઓ તે સ્થાનને અતિ પવિત્ર માને છે.

ગૌતમબુધ્ધ-સિદ્ધાર્થને અમારા અનેક પ્રણામ હો ! તેમની આત્મસિદ્ધિને અમારા અનેક વંદન હો. તેમની અહિંસા, દયા, દાન, તપ અને સત્યવ્રતને અમારા અનેક નમસ્કાર હો !

